"As the earth when leaves are dead,
as the heart when **joy** is fled,
I am left **alone alone.**"

"As the earth when leaves are dead,
as the heart when **joy** is fled,
I am left **alone alone.**"

"I do not blame thee, love; ah, no!
The days of speechless bliss are gone,
I thank thee, dearest for the dream."

अद्याप्यशोकनवपल्लवरक्तहस्तां ।

मुक्ताफलप्रचयचुम्बितचूचुकाग्रम् ॥

अन्तःस्मितोच्छ्वसित पाण्डुरगण्डभित्तिं ।

तां वल्लभामलसहंसगतिं स्मरामि ॥

*　　*　　*　　*

प्रासादे सा दिशि दिशि च सा पृष्ठतः सा पुरः सा

पर्यङ्के सा पथि पथि च सा तद्वियोगातुरस्य ।

हंहो चेतः प्रकृतिरपरा नास्ति मे कापि सा सा

सा सा सा सा जगति सकले कोऽयमद्वैतवादः ॥

# નીજ કથા

આજે એક રંકની આ રંક ભેટ કશાયે હર્ષ વગર કે કશાયે શોક વગર, માલીકે જે બુદ્ધિ આપી છે અને આપે છે તેથીજ માત્ર પ્રેરાઇને અતિ દીન ભાવે ગુજરાતને ચરણે ધરૂં છું. આ **આરામગાહમાંથી** કેટલોક છુટો છવાયો ભાગ ગુજરાતી માસીકોમાં જુદેજુદે સમયે પ્રસિધ્ધ થયો છે અને તેથી કરીને મિત્રોની પ્રસંશા, મુરબ્બીઓનો ઠપકો અને સારી નઠારી ટીકા પ્રાપ્ત કરવાનું, કમભાગ્ય કે સદ્ભાગ્ય જે કહો તે પ્રાપ્ત થઇ ચુકયું છે. અસ્તુ !

આજે તે આરામગાહ સંપૂર્ણ રીતે ગુજરાતીઓના પાદપંકજમાં અપર્ણ કરવાનું ભાગ્ય મ્હને પ્રાપ્ત થાય છે. હું નથી જાણતો કે દીર્ઘકાળ ટકે એવું સાહિત્ય આ છે કે નહિ. કદાચીત હોય અને કદાચીત ન પણ હોય. એ બધી તો ભવિષ્યની જવનીકા પાછળ છુપાયેલી વાત છે; પરંતુ એટલું તો હું નિશ્ચતપણે જાણું છું કે એ વાત સાથે મને કશોયે સંબંધ નથી; જરીયે દરકાર નથી; કારણ

કે કવિકીર્તિની મને આકાંક્ષા નથી, સાક્ષરોના સન્માનનો મોહ નથી, અમર નામનાની ભૂખ નથી. એથીએ વધારે તો મને મ્હારી દીન-હીન પામરતાનું પૂરેપૂરૂં ભાન છે અને સાહિત્ય એ મ્હારૂં અંતિમ ધ્યેય પણ નથી. સરસ્વતીની સેવા કરવાનું તો કોઇ પૂણ્યશાળીના ભાગ્યમાંજ હોય છે. એ પૂણ્ય પ્રાપ્ત કરવા માટે મારાં તપ હજુ અધુરાંજ છે અને અધુરાંજ રહેવાનાં છે. અસ્તુ!

ત્યારે લખવું શું કરવા એ પ્રશ્ન ઉપસ્થીત થાય છે.

મ્હને તો કદી કદી, કોઈ ધન્ય ઘડીએ, કોઈક પૂનીત પળે, મ્હારા હૃદયની ક્ષિતિજમાં એક તીર્થધામનાં દર્શન થાય છે. તે મહા તીર્થની યત્રાનો હું યાત્રી છું.

આ તીર્થધામમાં કોઇ સાક્ષર નથી, કોઇ નિરક્ષર નથી; કવિતાયે નથી અને કવિ પણ નથી. છે માત્ર પ્યારીના બીંબાધરોની ચુંબન પરંપરા; કદીયે ખંડીત ન થાય, કદીયે સુર્ય ન ઉગે એવી વસ્લની મહાભયાનક ઘોર રાત્રિ. કદીએ ન બુઝાય કે ન મંદ થાય, દુઃસહ્ય અને ચીરજવલીત એવી મહોબ્બતની અગન, કદીએ ન તૃપ્ત થાય, કદીયે ન છીપાય, એવી પ્રાણ શોસીની પ્રેમની તૃષા; વજ્ર પણ ફાટીને ચીરાઇ જાય એવો હૃદયનો તલસાટ -અનંત વિરહ -અનંત મિલાપ. જ્યાં સ્પર્શ કરવાને રજનીગંધ પુષ્પના પરાગસમી રોમાવલીયુક્ત મહારાણીની કંચનકાયા છે, નીરખવાને ઝાકળમૌતિકથી શોભતા કમળના ડોડા સમુ, છુટી ગયેલી વેણીમાં, કાળી વાદળીમાં

શોભતા પ્રભાતના શશી સમું, સુરતાંતે થાકેલું અને તેથી સહજ ફીકકું એવું પ્રિયાનું મુખારવીંદ છે; ચૂમવાને માનસસરના હંસોના કલકલ થતા નાદ અને ગાંધર્વ કન્યાઓના મધુર સંગીતને શરમાવે એવો સિત્કાર કરતો પ્યારીનો અધર સંપુટ છે, જ્યાં સ્નેહમાં સદા માર્દવત્વ, અને સુરતમાં નિષ્ઠુરત્વ છે, તે મહાતીર્થની યાત્રાનો યાત્રિ છું.

કંઇ અગણીત યુગોથી એ વસ્લની ભીષણ ઘોરરાત્રિના આબેહયાતની શોધમાં વલખાં મારતો, ડગલે અને પગલે પડતો, લથડતો, આખડતો હું એક દીન પામર યાત્રી, ભુલથી કહો યા માલીકની ઇચ્છાથી કહો, અચાનક એક દીવ્ય મંદીરમાં આવી ચઢયો અને જોયું તો એ રત્નકળશથી ઝગમગતું સુવર્ણ મંદીર ગુર્જરોની સાહિત્યસુંદરીનું હતું. ત્યાં મહામુલ્ય માણેકોથી મઢેલા અને મોતીની ઝાલરથી સુશોભીત, સ્ફટીકના સિંહાસનપર પ્રતિભાસંપન્ન અને રૂપગર્વીતા એવી ગુર્જરોની સરસ્વતીનાં મને દર્શન થયાં. જીવનની એ ઘડી મારે મનથી પવિત્ર હતી અને એ પળનું સ્મરણ કરતાં હું મારા જીવનને ધન્ય માન્યા કરીશ. તેના અનેક પ્રતિભાસંપન્ન ભકતો તેને ચમ્મર ઢોળતા હતા, તેના અનેક મહાસમર્થ પુત્રો તેની સેવામાં ખડે પગે તૈયાર હતા અને સદાજાગૃત એવા ચોકીદારો એ સુવર્ણ મંદીરની સતત ચોકી કરતા હતા. ગંગાના સદોદીત વહેતા નિર્મળ પ્રવાહની ચઢે તેના ચરણમાં નવલખ મોતીની લેટો સતત ઢળ્યાજ કરતી.

અરે! હું-ભીખારીની પાસે તો શું હોય? જેનાં તપ અધુરાં છે, જેનાં પૂણ્ય હજુ પાતળાં છે, જે હજુ દીક્ષી

કે કવિકીર્તિની મને આકાંક્ષા નથી, સાક્ષરોના સન્માનનો મોહ નથી, અમર નામનાની ભૂખ નથી. એથીએ વધારે તો મને મ્હારી દીન-હીન પામરતાનું પૂરેપૂરૂં ભાન છે અને સાહિત્ય એ મ્હારૂં અંતિમ ધ્યેય પણ નથી. સરસ્વતીની સેવા કરવાનું તો કોઇ પૂણ્યશાળીના ભાગ્યમાંજ હોય છે. એ પૂણ્ય પ્રાપ્ત કરવા માટે મારાં તપ હજુ અધુરાંજ છે અને અધુરાંજ રહેવાનાં છે. અસ્તુ !

ત્યારે લખવું શું કરવા એ પ્રશ્ન ઉપસ્થીત થાય છે.

મ્હને તો કદી કદી, કોઈ ધન્ય ઘડીએ, કોઇક પૂનીત પળે, મ્હારા હૃદયની ક્ષિતિજમાં એક તીર્થધામનાં દર્શન થાય છે. તે મહા તીર્થની યત્રાનો હું યાત્રી છું.

આ તીર્થધામમાં કોઇ સાક્ષર નથી, કોઇ નિરક્ષર નથી; કવિતાયે નથી અને કવિ પણ નથી. છે માત્ર પ્યારીના બીંબાધરોની ચુંબન પરંપરા; કદીયે ખંડીત ન થાય, કદીયે સુર્ય ન ઉગે એવી વસ્લની મહાભયાનક ઘોર રાત્રિ. કદીએ ન બુઝાય કે ન મંદ થાય, દુઃસહ્ય અને ચીરજવલીત એવી મહોબ્બતની અગન, કદીએ ન તૃપ્ત થાય, કદીયે ન છીપાય, એવી પ્રાણુ શોસીની પ્રેમની તૃષા; વજ્ર પણ ફાટીને ચીરાઇ જાય એવો હૃદયનો તલસાટ —અનંત વિરહ —અનંત મિલાપ. જ્યાં સ્પર્શ કરવાને રજનીગંધ પુષ્પના પરાગસમી શોભાવલીયુક્ત મહારાણીની કંચનકાયા છે, નીરખવાને આકળમૌતિકથી શોભતા કમળના ડોડા સમુ, છુટી ગયેલી વેણીમાં, કાળી વાદળીમાં

શોભતા પ્રભાતના શશી સમું, સુરતાંતે થાકેલું અને તેથી સહજ ફીકકું એવું પ્રિયાનું સુખારવીંદ છે; ચૂસવાને માનસસરના હંસોના કલકલ થતા નાદ અને ગાંધર્વ કન્યાઓના મધુર સંગીતને શરમાવે એવો સિત્કાર કરતો પ્યારીનો અધર સંપુટ છે, જ્યાં સ્નેહમાં સદા માર્દત્વ, અને સુરતમાં નિષ્ઠુરત્વ છે, તે મહાતીર્થની યાત્રાનો યાત્રિ છું.

કંઈ અગણીત યુગોથી એ વસ્લની ભીષણ ઘોરરાત્રિના આબેહયાતની શોધમાં વલખાં મારતો, ડગલે અને પગલે પડતો, લથડતો, આખડતો હું એક દીન પામર યાત્રી, ભુલથી કહો યા માલીકની ઇચ્છાથી કહો, અચાનક એક દીવ્ય મંદીરમાં આવી ચઢયો અને જોયું તો એ રત્નકળશથી ઝગમગતું સુવર્ણ મંદીર ગુર્જરોની સાહિત્યસુંદરીનું હતું. ત્યાં મહામુલ્ય માણેકોથી મઢેલા અને મોતીની ઝાલરથી સુશોભીત, સ્ફટીકના સિંહાસનપર પ્રતિભાસંપન્ન અને રૂપગર્વીતા એવી ગુર્જરોની સરસ્વતીનાં મને દર્શન થયાં. જીવનની એ ઘડી મારે મનથી પવિત્ર હતી અને એ પળનું સ્મરણ કરતાં હું મારા જીવનને ધન્ય માન્યા કરીશ. તેના અનેક પ્રતિભાસંપન્ન ભકતો તેને ચમ્મર ઢાળતા હતા, તેના અનેક મહાસમર્થ પુત્રો તેની સેવામાં ખડે પગે તૈયાર હતા અને સદાજાગૃત એવા ચોકીદારો એ સુવર્ણ મંદીરની સતત્ ચોકી કરતા હતા. ગંગાના સદોદીત વહેતા નિર્મળ પ્રવાહની પેઠે તેના ચરણમાં નવલખ મોતીની ભેટો સતત્ ઢળ્યાજ કરતી.

અરે! હું–ભીખારીની પાસે તો શું હોય? જેનાં તપ અધુરાં છે, જેનાં પૂણ્ય હજુ પાતળાં છે, જે હજુ દીલની

કે કવિકીર્તિની મને આકાંક્ષા નથી, સાક્ષરોના સન્માનનો મોહ નથી, અમર નામનાની ભૂખ નથી. એથીએ વધારે તો મને મ્હારી દીન-હીન પામરતાનું પૂરેપૂરૂં ભાન છે અને સાહિત્ય એ મ્હારૂં અંતિમ ધ્યેય પણ નથી. સરસ્વતીની સેવા કરવાનું તો કોઇ પૂણ્યશાળીના ભાગ્યમાંજ હોય છે. એ પૂણ્ય પ્રાપ્ત કરવા માટે મારાં તપ હજુ અધુરાંજ છે અને અધુરાંજ રહેવાનાં છે. અસ્તુ !

ત્યારે લખવું શું કરવા એ પ્રશ્ન ઉપસ્થીત થાય છે.

મ્હને તો કદી કદી, કોઈ ધન્ય ઘડીએ, કોઇક પૂનીત પળે, મ્હારા હૃદયની ક્ષિતિજમાં એક તીર્થધામનાં દર્શન થાય છે. તે મહા તીર્થની યાત્રાનો હું યાત્રી છું.

આ તીર્થધામમાં કોઇ સાક્ષર નથી, કોઇ નિરક્ષર નથી; કવિતાયે નથી અને કવિ પણ નથી. છે માત્ર પ્યારીના બીંબાધરોની ચુંબન પરંપરા; કદીયે ખંડીત ન થાય, કદીયે સુર્ય ન ઉગે એવી વસ્લની મહાભયાનક ઘોર રાત્રિ. કદીએ ન બુઝાય કે ન મંદ થાય, દુઃસહ્ય અને ચીરજ્વલીત એવી મહોબ્બતની અગન, કદીએ ન તૃપ્ત થાય, કદીયે ન છીપાય, એવી પ્રાણ શોસીની પ્રેમની તૃષા; વજ્ર પણ ફાટીને ચીરાઇ જાય એવો હૃદયનો તલસાટ —અનંત વિરહ —અનંત મિલાપ. જ્યાં સ્પર્શ કરવાને રજનીગંધ પુષ્પના પરાગસમી રોમાવલીયુક્ત મહારાણીની કંચનકાયા છે, નીરખવાને ઝાકળમૌતિકથી શોભતા કમળના ડોડા સમુ, છુટી ગયેલી વેણીમાં, કાળી વાદળીમાં

શોભતા પ્રભાતના શશી સમું, સુરતાંતે થાકેલું અને તેથી સહજ ફીકકું એવું પ્રિયાનું મુખારવીંદ છે; ચૂમવાને માનસસરના હંસોના કલકલ થતા નાદ અને ગાંધર્વ કન્યાઓના મધુર સંગીતને શરમાવે એવો સિત્કાર કરતો પ્યારીનો અધર સંપુટ છે, જ્યાં સ્નેહમાં સદા માર્દત્વ, અને સુરતમાં નિષ્ઠુરત્વ છે, તે મહાતીર્થની યાત્રાનો યાત્રિ છું.

કંઈ અગણીત યુગોથી એ વસ્લની ભીષણ ઘોરરાત્રિના આબેહયાતની શોધમાં વલખાં મારતો, ડગલે અને પગલે પડતો, લથડતો, આખડતો હું એક દીન પામર યાત્રી, ભુલથી કહો યા માલીકની ઇચ્છાથી કહો, અચાનક એક દીવ્ય મંદીરમાં આવી ચઢયો અને જોયું તો એ રત્નકળશથી ઝગમગતું સુવર્ણ મંદીર ગુર્જરોની સાહિત્યસુંદરીનું હતું. ત્યાં મહામુલ્ય માણેકોથી મઢેલા અને મોતીની ઝાલરથી સુશોભીત, સ્ફટીકના સિંહાસનપર પ્રતિભાસંપન્ન અને રૂપગર્વીતા એવી ગુર્જરોની સરસ્વતીનાં મને દર્શન થયાં. જીવનની એ ઘડી મારે મનથી પવિત્ર હતી અને એ પળનું સ્મરણ કરતાં હું મારા જીવનને ધન્ય માન્યા કરીશ. તેના અનેક પ્રતિભાસંપન્ન ભકતો તેને ચમ્મર ઢાળતા હતા, તેના અનેક મહાસમર્થ પુત્રો તેની સેવામાં ખડે પગે તૈયાર હતા અને સદાજાગૃત એવા ચોકીદારો એ સુવર્ણ મંદીરની સતત્ ચોકી કરતા હતા. ગંગાના સદોદીત વહેતા નિર્મળ પ્રવાહની પેઠે તેના ચરણમાં નવલખ મોતીની ભેટો સતત્ ઢળ્યાજ કરતી.

અરે ! હું–ભીખારીની પાસે તો શું હોય ? જેનાં તપ અધુરાં છે, જેનાં પૂણ્ય હજુ પાતળાં છે, જે હજુ દીલની

અગનમાં સમસમી રહ્યો છે તેની પાસે બળતા અંગારા કે ઠંડી પડેલી રાખ સિવાય બીજું શું હોય ? છતાંએ દીલના ખાલી કમંડળમાં હાથ નાંખી જે કંઇ આવ્યું તે માના ચરણમાં ધરવાની ધૃષ્ટતા કરી. ભિખારીની એ ભેટને કોઇ નિરર્થક કહી ફેંકી દે અને માનવ મહાસાગર તેને પગ તળે છુંદી તિરસ્કારથી અટ્ટહાસ્ય કરતો ઘુઘવતો ચાલ્યો જાય, તો એ ભિખારીને દુઃખ લગાડવાનુ કારણ ન હોય; જો કોઇ દયાલાબી એ ભેટનો સ્વિકાર કરે તો એ ભિખારીને પુલવાનું હોય નહિ.

ગુજરાતીઓ ! મારી પાસે જે કંઇ અલ્પ છે તે બધું તમારા ચરણમાં ધરવાની હું ઉમેદ રાખુ છું. સ્વીકારશો ? તમારા ચરણમાં ધરવું એ મારો ધર્મ—મારી ફરજ છે. સ્વીકારવું કે ફેંકી દેવું એ તમારી મુન્સફીની વાત છે.

આ નીજ કથા કહેતાં કહેતાં એક બીજી વાત પણ સાથેસાથે કરી દઉં એમ લાગે છે. એ વાત કદાચ કોઇને અસ્થાને લાગશે, પરંતુ હવે જ્યારે કહેવાજ બેઠો છું તો આને અંગેનું જે કંઇ હોય તે કહીજ દઉં એમ મારા મનને લાગ્યા કરે છે, કારણ કે કાલ કોણે દીઠી છે ?

એક પ્રસંગે મારા શેઠને કામે હું એક સ્થાન પર ગયો હતો, ત્યાં અચાનક સાહિત્ય સુંદરીના ભવ્ય મંદીરના સતત જાગૃત ચોકીદાર ભાઇ બ. ક. ઠાકોરની મને મુલાકાત થઇ. મેં તેમને નમસ્કાર કર્યા. મારૂં ઓળખાણ પડયા પછી તેમણે મને કહ્યું કે મારૂં લખાણ કચરા જેવું છે અને મારે કોઇ બીજો ધંધો શોધી લેવો. ભાઇ બ. ક. ઠાકોરની

આ સલાહનો મેં તે વખતે કંઇ પણ ખુલાસો કર્યો નહિ, કારણ કે સાહિત્યની ચર્ચા કરવા માટે મારા શેઠ મને પગાર આપતા ન હતા અને તે વખતે હું શેઠના કામ માટેજ ત્યાં ગયો હતો; પરંતુ એમણે આપેલી એ સલાહનો જો હું વ્યાજબી ખુલાસો ન કરૂં તો એ સમર્થ ચોકીદારની મેં અવગણના કરીજ ગણાય અને એવા સમર્થ પુરૂષની એવી રીતે અવગણના કરવી મારા જેવા પામરને પરવડે એમ ન હોવાથી ભાઇ બ. ક. ઠાકોર અને તેમના જેવા ખ્યાલવાળા બીજા ભાઇઓના ચરણમાં દીનભાવે નીચેનો ખુલાસો રજુ કરૂં છું.

પ્રથમ તો મારૂં લખાણ કચરા જેવું છે એવા તેમના અભિપ્રાય સાથે તો કદાચ હું પણ સહમત થઇ શકું, કારણ કે મારૂં લખાણ અમૂલ્યજ છે અને તે બધાંયને માટે અમૂલ્યજ હોવું જોઇએ એવી કંઇ મારી ખાસ માન્યતા નથી.

હવે બીજો ધંધો સ્વીકારી લેવા માટે તેમણે જે સલાહ આપી તે તો વ્યાજબીજ છે, કારણ કે એ તો સૌ કોઇ જાણે છે, કે ગુજરાતમાં આજે સાહિત્યસેવા ધંધા તરીકે પોષાય તેમ છેજ નહિ.

પરંતુ મ્હને એમ લાગે છે કે ભાઇ બ. ક. ઠાકોરની કહેવાની મતલબ એવી હશે કે મારે કંઇ લખવુંજ નહિ અથવા જો લખું તો તે પ્રસિધ્ધ કરવું નહિ. જો તે ભાઇની કહેવાની મતલબ એજ, અથવા એવી કંઇક હોય તો હું જણાવીશ કે રસ્તે જતો કોઇ એકાદ પામર ભિક્ષુક

પણ, ભૂલેચુકે મહારાણીનાં દર્શનની આશાએ, રાજમ્હેલની અટ્ટાલીકા તરફ કદીક નજર નાંખે છે, ન્હાનકડા ગામની ભાગોળે, વટવૃક્ષની છાંયામાં રમતાં ગોવાળીઆના બાળકો પણ, કવચીત કવચીત ધૂળના ઢગલા પર બેસી રાજસિંહાસન પર બેઠાના પોતાના કોડ પૂરા કરે છે, અરે! ખેતરમાં ચરતાં પશુઓ પણ ભગવાન શંકરની આરતીનો ઘંટનાદ સાંભળી, ભલેને એકજ ક્ષણને માટે હોય, તો પણ વ્યોમ વિહાર કરતી ભગવાનની ભગવી ધજા તરફ દૃષ્ટિપાત કરે છે. પૃથુ શુકલને એટલો હક તો છેજ અને એ હકમાં બ્રહ્માથી પણ મીનમેખ કરી શકાય તેમ નથી.

પૃથુ શુકલને ધૂમાડાના બાચકા જેવી કીર્તિની આકાંક્ષા નથી, કીર્તિના ટુકડા માટે દૂમ હલાવાની પૃથુ શુકલને આદત નથી, ફૂરસદ પણ નથી અને ઇચ્છા પણ નથી. નીલ આસ્માનમાં અને નીલ સમુદ્રમાં, સૂવર્ણથી રસાયેલાં લીલાં ક્ષેત્રોમાં પૃથુ શુકલને જે આનંદ મળે છે તેના આગળ કીર્તિ, જે માત્ર માણસોની એક જ ફૂંકની બનેલી છે અને કાચના વાસણની પેઠે જે આજે છે અને કાલે ફૂટી જાય છે તે તુચ્છ—અતિ તુચ્છ છે.

હા! બાકી પૃથુ શુકલને મહોબ્બતની ભૂખ જરૂર છે અને જે કોઇ મિત્ર કે મુરબ્બી માત્ર સ્નેહથી જ પૃથુ શુકલની સાથે હાથ મીલાવશે તેના ચરણની રજ તે સદા સર્વદા પોતાને માથે ચઢાવશે; બાકી તો તેને સાહિત્યની, સાક્ષરોની, કીર્તિની કે મોટા ચમરબંધી સામ્રાટની તનીકભર પણ પરવા નથી.

ઉપરની હકીકત જણાવી હું ગુજરાતના કોઈ પણ સાક્ષર કે નિરક્ષરનું જરીક પણ અપમાન કરવાની ઈચ્છા રાખતો નથી, પરન્તુ હું એટલુ સ્પષ્ટ રીતે કહેવા માગું છું, કે મારૂં લખાણ ધંધા માટે નથી, કીર્તિ માટે પણ નથી.

જગતભરના સામ્રાટોના એકત્રીત બળ કરતાંએ પણ કોઇ મહાબળવાન શકિત મ્હને લખવાની ફરજ પાડે છે અને હું લખું છું, તેમાં દુનિઆના લોકો સાથે સોદો કરવાના અભિલાષ નથી, માન કે અપમાનની તમન્ના નથી.

આરામગાહના અમુક ફકરા ગુજરાત માસિકમાં છપાયા પછી, કેટલાક મુરબ્બીઓને ત્યાંની અવરજવર મ્હારે બંધ કરવી પડી, કદાચ સંભવ છે કે આ પુસ્તક પ્રસિદ્ધ કર્યા પછી બીજા મુરબ્બીઓ અને સ્નેહીઓની પણ ઇતરાજી થાય, પરંતુ મ્હારે મનથી એ બધી નજીવી વાત છે. ગુર્જરસાહિત્ય જગતભરમાં સર્વશ્રેષ્ઠ બની રહે, ગુર્જરસંસ્કૃતિ બિશ્વના દિગન્તમાં પ્રસરી રહે, એવું એવું જોવાના મ્હને અભિલાષ છે, અને એ સ્વપ્નની સીદ્ધી અર્થે મ્હારી બુધ્ધિ શકિત પ્રમાણે કામ કર્યાં જવું એટલીજ વાત મ્હારે મનથી તો મહત્ત્વની છે. એ સ્વપ્નને સીદ્ધ કરવું કે સ્વપ્ન જ રહેવા દેવું એતો માલીકના હાથની વાત છે એટલે પરિણામની મ્હને ચીન્તા નથી.

ઉપરની મ્હારી નીજ કથામાં ઉદ્ધતાઇ કે ધૃષ્ટતા દેખાય તો મ્હારી ખાત્રી છે કે સજ્જનો તો પોતાના કૂળધર્મ પ્રમાણે વણ માગ્યે મ્હને બાળક ગણી ક્ષમા કરશેજ; પરંતુ કદાચિત વણ માગ્યે ક્ષમા કરવા જેટલાં કોઇનાં હૃદય

વિશાળ ન હોય, તો તેમની ક્ષમા કે અક્ષમાથી મ્હારૂં કંઇ પણ બનવા બગડવાનું નથી.

અને હવે જે સ્નેહી અને મુરબ્બીઓએ આ પુસ્તક છપાવાવામાં આર્થિક મદદ કરી છે તેમનો હું અત્રે આભાર માનું–અથવા આભાર માનવા કરતાંયે મ્હારે માટે તો એજ બ્હેતર છે કે હું એવું જીવન જીવી જાઉં કે મને મદદ કરનારા સ્નેહીઓ અને મુરબ્બીઓ મારાથી મગરૂર થાય.

અને ગુજરાતીઓ ! જો તમને આ પુસ્તક પસંદ પડે–અને પસંદ પડે તોજ–હું એટલી આશા રાખીશ કે, તમે આ પુસ્તકના વેચાણમાં એટલી મદદ તો જરૂર કરશો કે, જેથી મ્હારા મિત્રોએ કરેલી આર્થિક મદદ પહેલી તકેજ હું પાછી વાળી શકું; કારણ કે હું અનુભવથી એમ જાણું છું કે, જો એ રીતે આર્થિક મદદ લેવામાં આવે તો, લેખકના આત્મામાં એક જાતની દીનતા આવે છે અને પછી તેના લખાણમાં ક્યાંયે ગૌરવ કે પ્રતાપ જોવામાં આવતાં નથી. અને મને એમ લાગ્યું છે કે, એ રીતે આત્માને પામર થવા દેવા કરતાં ગુજરાતી સાહિત્યની સેવાને જહન્નમાં નાંખી દઇ, બધાંયે લખાણને એક વખત આગ લગાવી દેવી, એ એક વાર નહિ પરંતુ લાખવાર બ્હેતર છે.

**પૃથુ હ. શુક્લ**

DEDICATED

ONLY

TO

THEE MY

QUEEN

## ગંગાવતરણ

ઘણાં યુગો પહેલાંની આ વાત છે. જ્યારે સરિતાઓનો જન્મ થયો ન હતો, જ્યારે ઝરણાંનો કીલકીલ નાદ સંભળાતો નહિ, જ્યારે સમુદ્ર એકાકી અને ઉદાસીન એકલો જ ઘુઘવતો હતો. તે યુગની આ કથા છે.

શૈલેશપતિ હીમાદ્રીની બરફથી અચ્છાદીત ગીરીમાળાઓમાં એક વિશાળ શાંત સરોવર તે વખતે વસતું હતું. તેનું જળ સ્ફટીક સમું નિર્મળ હતું. તેના કીનારા કોઇ મહારાણીએ લીલા હીરાની ધારણ કરેલી કટી મેખલાસમ લીલી વનશ્રીથી શોભતા હતા. આકાશમાં ફરતા વાદળીના સફેદ ટુકડા જેવા શ્વેત હંસો તેના ભૂરા નિર્મળ જળમાં કલ્લોલ કરતા. તેના જળમાં મોતી અને પરવાળાં પાકતાં, હંસ મોતીનો ચારો ચરતા અને બેટમાં વાસ કરતા. જ્યારે આ પરવાળાના લાલ બેટો પર હંસ બેસતા ત્યારે પ્રિયાના આરક્ત અધર સંપૂટમાંથી દેખાતી શ્વેત દંતાવલીની શોભા સમી ત્યાં શોભા બની રહેતી. બરફથી ઢંકાયેલા એ સરોવરના કીનારા હીરાના રસથી રસી દીધા હોય તેવા લાગતા. પોતાના

વર્ગના આવાસ છોડી દેવાંગનાઓ અને અપ્સરાઓ ત્યાં સ્નાન અને નૃત્ય કરવા આવતી. પરીઓની તો ત્યાં હમેશાંજ મહેફીલ જામતી.

અને છતાં આ સરોવરનું જળ ઉદાસીન હતું. તેના હૃદયમાં ચીરનીરંતર એક આગ સળગ્યા કરતી, ન સમજી શકાય એવી એક સતત વેદનાથી તેનું દીલ રહેંસાઇ જતું.

હીમાદ્રિ તેને ધીર ગંભીર ભાવે સમજાવતો, વૃક્ષો પોતાના શીતળ કર તેના અંગ પર ફેરવી તેને આશ્વાસન આપતાં, હંસો પોતાના ગાનથી તેને મુગ્ધ મંદમંદ આવતી સમીરની લહરીઓ ન્હાની બ્હેનની પેઠે હાલો ગાઇ તેને રીઝવતી, પણ....પણ સરોવરને સુખ ન હતું.

તેને એમ હમેશાં લાગતું કે જીવનમાં કંઇક વસ્તુ ઓછી છે, કંઇક ઉણપ છે, કંઇક ભૂલ થઇ છે, પછી તે પોતાની હોય કે પોતાના સર્જનકર્તાની હોય તેની તેને ખબર ન હતી. આ ચીરઆગથી બળી રહેલા સરોવરને એમ લાગતું કે કોઇક એને બોલાવે છે. કોણ બોલાવે છે ? કયાં બોલાવે છે તેની એને સમજ પડતી નહિ, પરંતુ બોલાવે છે એ વાત તેને ભગવન્ ભાસ્કર સમી સ્પષ્ટ હતી. તે દુઃખી હતું, તેને જીવનમાં કંઇ અર્થ લાગતો નહિ.

આમ યુગો વીતી ગયા. પછી ભગવાન જાણે ક્યાંકથી એક વાદળી આકાશમાં ઉડતી ઉડતી ત્યાં આવી ચઢી અને આ પ્રદેશમાં ભારે કોલાહલ મચી રહ્યો. તેના દરેક ડગમાં મસ્તી હતી અને તેની આંખમાં ઘેન હતું, તેના અંગમાં યૌવનનો તલસાટ હતો, પહેરવેશમાં બેદરકારી હતી અને શબ્દોમાં ખુમારી હતી. આ વાદળીએ સરોવર સાથે મૈત્રિ કરી અને તે બીજાં બધાંને ગમ્યું નહિ.

પર્વતમાળા તો ઘણીજ ગુસ્સે થઈ ગઇ અને તેણે કહ્યુંઃ-

"સ્વચ્છંદી બાલીકા ! તું આ સરોવરની નીઃસીમ શાંતીમાં ભંગ કરવા માંગે છે ? તને કદાચ ખબર નહિ હોય કે અમને આની પહેલાંના કેટલાયે યુગની ખબર છે અને અમે ઘણાં સરોવરને ઉપરથી નીચે પડતાં અને છીન્નભિન્ન થતાં જોયાં છે. વળી તે કેવાં ધૂળમાં રગદોળાય છે અને તેમનો કેવો નાશ થાય છે તેની શું અમને ખબર નથી ? શું તું આ સરોવરના જળને મલીન કરવા માંગે છે ? અત્યારે તે કેવું સ્ફટીકના રસ સમું નિર્મળ છે, રાતે તેમાં ચંદ્ર અને તારકોનું કેવું રમ્ય, સુંદર પ્રતિબીંબ પડે છે અને અમે અમારા અજાનબાહુ વડે એનું અત્યારે રક્ષણ કરીએ છીએ.

આ સાંભળી વાદળી હસીને બોલી, અલી ઘેલી પર્વતમાળા ! તું આમ ગાંડુ ગાંડું શું બોલે છે ! વખત

વખતનું કામ કરશે. તેં સરોવરોને છીન્નભીન્ન થતાં જોયાં હશે પરંતુ તેં કદીએ લીલાં વિશાળ મેદાનો જોયાં છે? અરે! તેં સાગરને કીનારે ફૂમતાવાળી ટોપી પહેરી રમતાં માનવબાળને જોયાં છે? તેં કદીએ મ્લાન મુખવાળી, આપઘાત કરવાને આવેલી, નિરાશ થયેલી પ્યારીને દીઠી છે? તેં કદીએ શીવમંદીરમાં થતો ઘંટનાદ સાંભળ્યો છે?

તું તો તદ્દન બેવકુફ છે. અર્ધદગ્ધને બ્રહ્માથી પણ સમજાવી નહિ શકાય. પર્વતમાળા ગુસ્સાથી બોલી.

અને તેથીજ હવે હું ત્હારી સાથે વધારે વાત કરવા ઈચ્છતી નથી, એમ કહી તે વાદળી બ્રહ્મજ્ઞાનીની પેઠે હવામાં અધ્ધર ડોલતી ઝૂલતી રમવાને આગળ ચાલી.

આ પછી પર્વતમાળાએ પેલા સરોવરને અનેક પ્રકારનો સદ્‌ઉપદેશ આપી શાંત અને સંતોષી થવાને સમજાવ્યું; પરંતુ સરોવરનું એ અસહ્ય દુઃખ અને અનિવાર્ય અસંતોષ તો કાયમ જ રહ્યો.

એ અસંતોષ અને અસહ્યદુઃખે મર્ત્યલોકમાં એક ભગીરથનો જન્મ આપ્યો અને પાતાળમાં એક જ્વાળામૂખી પ્રગટાવ્યો; કારણ કે અસંતોષ અને દુઃખનું પણ કંઇ પરિણામ તો હોય છેજ.

એક દિવસ ઉષાના ગુલાબી અજવાળામાં હથોડી અને ટાંકણું લઈ ભગીરથ ત્યાં આવ્યો અને ટાંકણાં પર પડતાં હથોડીના ઘાથી પર્વતની કંદરાઓ ગુંજવા લાગી.

એક દિવસે અમાસની કાળરાત્રિએ પાતાળનો જ્વાળામૂખી ભભૂકી ઉઠયો અને તેણે પહાડની વજ્ર દિવાલોને છીન્નવિછીન્ન કરી નાંખી. સરોવરના શાંત જળે ઉછળીને આકાશના તારકોને ચુંબન લીધાં અને પછી આઝાદીના મહાભયાનક ભીષણ ગર્જન સાથે કાળી શ્યામ શીલાઓમાં છીન્નભીન્ન થતો, ધૂળમાં રગદોળાતો તે સરોવરનો જળધોધ આગળને આગળ ધસવા લાગ્યો.

પોતાના અનંતકાળના સાથીનો આ વીનીપાત જોઈ પર્વતમાળાએ અશ્રુ પાડયાં. પરંતુ સરોવરે તો સ્વતંત્રતાની વેદી પર સુખ, શાંતિ, નર્મળતા અને મહોબ્બતનું બલીદાન દીધું હતું. આજે તેની ગતિમાં તાંડવ નૃત્ય હતું, તેના ગાનમાં પ્રલયનું ભીષણ સંગીત હતું.

## જગત-યાત્રી

જગત—યાત્રી ! યાત્રા પૂરી થશે. તું અને હું વિખૂટા પડીશું.

યાત્રીઃ—(હસીને) હાસ્તો ! યાત્રા પૂરી થશે જ. એક દિવસે તો યાત્રા પૂરી થશે જ.

જગતઃ—અને તું મ્હને સંભારીશ કે ?

યાત્રીઃ—સંભારૂં ! સભારૂં ? નથી ખબર જગત ! ત્હને સંભારીશ કે ભૂલી જઇશ. ઓ ! ઓહ ! કેટ કેટલાં વ્હાલાંઓને વિસ્મૃતિની જવનીકા પાછળ દાટી દીધાં છે.

પવનસુતે હૈયું ચીરી રામને એક અણુમોલ ચીજ બતાવી હતી અને મ્હારૂં હૈયું !

જગતઃ—ત્હારૂં હૈયું ? ત્હારૂં હૈયું શું ?

યાત્રીઃ—મ્હારૂં હૈયું ચીરૂં તો રેતીના રણ જેવું વિરાનું અને કોરૂં. ઓહ ! હવે સહન નથી થતું.

જગતઃ—યાત્રી ! નીલ આસ્માનમાં ચમકતા રત્ન સમી, નીલ સમુદ્રથી વીંટાયેલી ચમકતી ધરા અને તેની ગીરીકંદરાને ભૂલી જઇશ !

યાત્રીઃ–ભૂલી જઇશ.

જગતઃ–અને જીવનના અંધકારને ચીરતી વીજળી સમી પ્યારીની મહોબ્બતને ભૂલી જઇશ યાત્રી ?

યાત્રીઃ–ભૂલી જઇશ.

જગતઃ–હિમાદ્રીના સ્વચ્છ અને શીતળહીમ સમા ભગીનીના સ્વચ્છ પ્રેમને ભૂલી જઇશ ?

યાત્રીઃ–ભૂલી જઇશ.

જગતઃ–અને પતીતપાવની જાન્હવીના નિર્મળ નીર સમા માતાના સ્નેહને પણ વિસારી દઇશ યાત્રી !

યાત્રીઃ–વીસારી દઇશ.

જગતઃ–અને જીવનના કંટકમય માર્ગમાં વિશ્રામસ્થાન સમા મિત્રોને વિસારી દઇશ ?

યાત્રીઃ–વિસારી દઇશ.

જગતઃ–શાને ? ઓ હતભાગી યાત્રી ! શાને માટે ?

યાત્રીઃ–હતભાગી તેથી.

# આરામગાહ

૧

સાચેજ !

એ પણ ભાગ્ય હતું, એ પણ પળ હતી જ્યારે સંસાર નંદનવન હતો; જ્યારે ઝહર અમૃત હતું. એ પણ દીન હતા, જ્યારે માશુક મહેરબાં હતી.

આજે ભાગ્ય પલટાતાં બધું જ પલટાઇ ગયું.

સ્વર્ગ દોજખ થયું. અમૃત વિષ થયું. માશુક બેવફા થઇ.

૨

કમબખ્ત જીગર !

મુખ જોયું તો ફાટી પડવું હતું ને ?

કેમ કશું ન કર્યું ?

જોબન લૂંટી લૂંટાવવું હતું ને !

કેમ કશુંયે ન કર્યું?

૩

હું શું કરૂં?

જ્યાં સાતેય સમુદ્રને શોષી લે એવી, એવી આગ દીલમાં જલતી હોય, જીગર સતત રહેંસાતું હોય અને મોત આવતું ન હોય,

તો હું શું કરૂં?

ચીરજીવન ભડકે બળવાનું હોય અને કાળની અવિછીન્ન દુઃખધારામાં સુખની એકાદ પળ હું ખૂંચી લઉં અને તેથી જો ઈશ્વર ગુસ્સે થાય તો હું શું કરૂં?

આરામ વગરનું અનંત જીવન એણે મને આપ્યું છે. શાન્તિ વગરનો, અંત વગરનો સતત વહેતો કાળનો પ્રવાહ એણે બનાવી મૂક્યો છે.

એનાથી વધારે મારૂં એ શું બગાડી શકવાનો હતો.

૪

આગ લાગો!

આગ લાગો એ બધામાં.

તન, મન, અને ધન, માન, ઇજ્જત

અને ધરમ.

એક એક બુન્દમાંથી સહસ્ત્ર સેતાન પેદા કરે એવો પાપનો સતત ધોધ આત્મામાંથી ઉભરાતો હોય, ત્યાં મારાથી એ બધું નથી સંભળાતું.

જ્યાં અધર અધરથી દબાવાને ફરકી રહ્યા હોય, જ્યાં અંગથી અંગ ભીડાવાને છટપટાતાં હોય, જ્યાં દીલથી દીલ લપટવાને તસતસતાં હોય, ત્યાં એ બધું સળગી જાએ.

આગ લાગો એ સર્વમાં.

એ તન, મન, અને ધન. એ માન, ઈજ્જત અને ધરમ. સૌ સળગી જાઓ, સૌ ખાખ થઈ રહો.

૫

વેગળાં ખસો સુંદરી !

આ રૂપ અને આ યૌવન મારે માટે નથી.

મારી સૌન્દર્યતૃષ્ણા, મારી રૂપપિપાસા તમે નહિ છીપાવી શકો. લાવાથી ધગધગતા પ્હાડ જેવો હું તેના એક રોમને પણ તમારૂં જીવન સર્વસ્વ, રૂપ સર્વસ્વ તૃપ્ત નહિ કરે.

કોઈ એકાંત નિર્ઝરતટ જઇ તમારી આશા, તમારી નિરાશા પ્રભુમાં વિસર્જન કરો. તે દયાળુ છે.

જાઓ, બ્હેન જાઓ !

ભભૂકતો જ્વાળામૂખી કદીએ કોઈ કુંવારીકા શી વાદળીની જળધારાથી શમ્યો સાંભળ્યો છે ?

મ્હને તો મ્હારી અનંત રૂપપિપાસાની આગમાં બળીને શાંત પડવા દો.

૬

ઓ દીલબર !

નીરાશાના આનંદમાં જે મજાહ માણી તેથી હૃદય પરમતૃપ્ત થયું. દુઃખના થાકથી મને પરમ શાંતિ મળી.

હવે ત્હારી સાથે અનંત પ્રવાસ શરૂ કરવાને હું કમ્મર કસી તૈયાર થયો છું.

જરીકે બબડાટ વગર, કીચિંત પણ આનાકાની વગર, મોતના અંધકારમાં અને તેનીયે પછી હું તારો સાથ કરીશ અને તું જોઇશ કે મ્હારી તૃષા છીપાવવાને માટે હું ત્હારા હોઠના ચુંબનની માંગણી નહિ કરૂં. થાક અને શ્વાસથી ધડકતાં તારા જીગર પર મસ્તક નાંખી પળ આરામ કરવાનો વીચાર પણ નહિ કરૂં.

૭

સંસારમાં મારૂં તારા સિવાય કોઇ નથી. તારા જેવો પ્યાર મારા પર કરનાર કોઈ નથી.

અરેરે ! સંસારમાં મારૂં તારા સિવાય કોઇ નથી.

૮

ઇશ્વર સૌની આશા પૂર્ણ કરો. આશા પૂર્ણ થવા સૌનો જન્મ છે.

૯

સાંભળ !

જ્યારે નીલ સમુદ્રના ફીણ જેવી, આસ્માનસાંની સફેદ વાદળીઓને સવીતા રંગબેરંગી ચુંદડી ઓરાઢે છે, જ્યારે કોઈ અદ્‌ભૂત ચીતારો વૃક્ષોને સુનેરી રંગથી રંગે છે, ત્યારે પ્રિયા ! કોઈને વાસ્તે નહિ પણ હું તારે વાસ્તે જંખુ છું.

જ્યારે યૌવનમાંથી ઝરતા મદ માફક હીમગીરીનાં શીખરો પરથી બરફ ગળે છે, જ્યારે પાતાળના નાગ તપે છે અને જ્યારે લંકાનું સોનું પ્રજળે છે એવી પ્રખર મધ્યાને, ઓ વ્હાલી ! હું તારીજ રાહ જોઉં છું.

જ્યારે રાત પોતાના દમામ સાથે આવે, પુર્ણીમાનો ચંદ્ર જ્યારે મહોબ્બતથી મુંઝાઈ જાય, વીરહથી ભક્તનું દીલ જ્યારે વ્હીવલ થઇ જાય ત્યારે, ઓ પ્રીયે ! હું તારે માટે તલસું છું.

૧૦

તારૂં સૌન્દર્ય એટલે મૃત્યુની વેદીમાં હોમવાનો પવિત્ર હવી, તારૂં જીવન એટલે મૃત્યુના માનસસરમાં ઉઠેલો

ક્ષણભંગુર પરપોટો, તારૂં ગીત એટલે અવસાનની વાગતી મીઠી બંસરી.

અને એ સઘળું હું ચાહું છું કારણ એ સઘળું ક્ષણભંગુર છે.

મને માલુમ છે કે અમર વસ્તુને પ્રેમ કરવાનો સમય મને મળશે પણ ક્ષણભંગુરને ચાહવાનો સમય નહિ મળે.

માટે મારા સર્વસ્વથી એના પર મ્હને પ્રેમ કરવા દે અને પછી તારા અનહદ સૌન્દર્યને, તારી અનહદ ક્રૂરતાને હું ચાહીશ.

૧૧

નિરાશ થયેલી અભિસારિકા જેવી તે મધ્યાન હતી. તેના વાળ વીખરાયેલા અને જાણે સર્પનાં ગૂંચળાં લટકતાં હોય એવા હતા. વળી એનો શ્વાસ પણ ગરમ હતો.

છૂટા છૂટા તાપણીએ તપતા તપસ્વી જેવા તરૂવરો તેને આશ્વાસન આપવાનો વ્યર્થ પ્રયત્ન કરતા. વારે વારે દીર્ઘશ્વાસ મૂકવાથી તેનાં સ્તન ઉંચાં નીચાં થતાં.

અહો ! એ મધ્યાન હતી કે તું હતી ?

૧૨

બેરહમ !

તને ખબર છે કે તારી ભૂરી જરીની સાડી તળેથી તારા વાળની લટો જ્યારે હું જોઉં છું ત્યારે મારા દીલમાં કેવા ભૂકંપ થાય છે.

અને છેડો ખસી જવાથી સુમેરૂનાં ઉત્તંગ શીખરો સમું જીગર જોઇ દીલમાં કેવી લ્હાય પ્રગટે છે ?

છતાં તારા વાળની લટો હંમેશાં બહાર હોય છે અને છેડો હંમેશાં ખસી જાય છે.

૧૩

તારે માટે મેં બધું કર્યું છે. વસ્લની રાતને ખાતર મેં બધીએ તૈયારી કરી મૂકી છે.

ખાખ, ઝોળી, કમંડલ, કંબલ, ચીપીઓ એ બધીયે તૈયારી કરી મૂકી છે.

અને જો તું નહિ આવે તો મારૂં દીલ ફાટી પડશે અને હું સારી દુનિઆમાં તારી બદનામી કરીશ.

કોઈ તારો વિશ્વાસ નહિ કરે અને સૌ તને ધીક્કારશે.

૧૪

રડી લે !

રડી લે, ઓ ખૂબસુરત સુલતાના ! હવે તારા રૂદનથી કોઇનું હૃદય પીગળશે નહિ.

ક્ષણભંગુર પરપોટો, તારૂં ગીત એટલે અવસાનની વાગતી મીઠી બંસરી.

અને એ સઘળું હું ચાહું છું કારણ એ સઘળું ક્ષણભંગુર છે.

મને માલમ છે કે અમર વસ્તુને પ્રેમ કરવાનો સમય મને મળશે પણ ક્ષણભંગુરને ચાહવાનો સમય નહિ મળે.

માટે મારા સર્વસ્વથી એના પર મ્હને પ્રેમ કરવા દે અને પછી તારા અનહદ સૌન્દર્યને, તારી અનહદ ક્રૂરતાને હું ચાહીશ.

૧૧

નિરાશ થયેલી અભિસારિકા જેવી તે મધ્યાન હતી. તેના વાળ વીખરાયેલા અને જાણે સર્પનાં ગૂંચળાં લટકતાં હોય એવા હતા. વળી એનો શ્વાસ પણ ગરમ હતો.

છૂટા છૂટા તાપણીએ તપતા તપસ્વી જેવા તરૂવરો તેને આશ્વાસન આપવાનો વ્યર્થ પ્રયત્ન કરતા. વારે વારે દીર્ઘશ્વાસ મૂકવાથી તેનાં સ્તન ઉંચાં નીચાં થતાં.

અહો ! એ મધ્યાન હતી કે તું હતી ?

૧૨

બેરહમ્ !

તને ખબર છે કે તારી ભૂરી જરીની સાડી તળેથી તારા વાળની લટો જ્યારે હું જોઉં છું ત્યારે મારા દીલમાં કેવા ભૂકંપ થાય છે.

અને છેડો ખસી જવાથી સુમેરૂનાં ઉત્તંગ શીખરો સમું જીગર જોઇ દીલમાં કેવી લ્હાય પ્રગટે છે ?

છતાં તારા વાળની લટો હંમેશાં બહાર હોય છે અને છેડો હંમેશાં ખસી જાય છે.

૧૩

તારે માટે મેં બધું કર્યું છે. વસ્લની રાતને ખાતર મેં બધીએ તૈયારી કરી મૂકી છે.

ખાખ, ઝોળી, કમંડલ, કંબલ, ચીપીઓ એ બધીયે તૈયારી કરી મૂકી છે.

અને જો તું નહિ આવે તો મારૂં દીલ ફાટી પડશે અને હું સારી દુનિઆમાં તારી બદનામી કરીશ.

કોઈ તારો વિશ્વાસ નહિ કરે અને સૌ તને ધીક્કારશે.

૧૪

રડી લે !

રડી લે, ઓ [illegible] સુલતાના ! હવે તારા રૂદનથી કોઇનું હૃદય પીગળશે નહિ

મારૂં તો કદીયે નહિ પીગળે, કારણ જ્યારે તું તારી ખૂબસુરતીમાં અંધ હતી, જ્યારે તારૂં યૌવન ફાટફાટ થતું, ત્યારે તેંજ મને શીખવ્યું છે કે બીજાના રૂદન વખતે દીલને ઙ્હાડ જેવું સખ્ત કેમ કરવું; અથવા આરસના હસ્તા પુતળા માફક શી રીતે અક્કડ ઉભાં રહેવું.

૧૫

હવે તું દીલગીર થાય છે ?

પણ હવે તો અતિ મોડું થયું. અતિ અતિ મોડું થયું.

શું હવે તને યાદ આવે છે જ્યારે તારા પગે પડી પડીને મેં મહોબ્બતના માત્ર એક બોલની ભીખ માંગી હતી અને તેં પૂછ્યું હતું કે "તું કોણ છે?" જો કે તું મને બરોબર પીછાનતી હતી.

આજ તો હવે ખબર પડીને ?, કે આશક વગર મહારાણીની ખૂબસુરતી કોડી પણ કામની નથી.

જેમ અંગારા કોઇ બીજી વસ્તુ ન મળતાં આપેજ બળીને રાખ બને છે તેમ આશક વગર મહારાણીઓ પોતાની ખૂબસુરતીમાં બળી રહે છે.

હવે કદાચ તારૂં દર્દ જોઇ દયાથી મ્હારૂં મૃત્યુ થાય તો યે તારા આંસુ હું ન ચૂમું.

તું રડ અને હું જોઇશ.

૧૬

દેવ !

તારાં દર્શન કરવાની મને તીવ્ર ઇચ્છા છે, પણ તારો વાસ ક્યાં છે ? મારી વાડીનાં ફૂલો તારો સત્કાર કરવાને લચી રહ્યાં છે પણ તું ક્યારે આવીશ ?

એક વખત ક્રાઇસ્ટ અને કૃષ્ણે તારો આવવાનો માર્ગ સાફ કર્યો હતો પણ હજુ તું આવ્યો નથી. શું તને ધૂળમાં રમવું ગમે છે ?

જો તારી એમજ ઇચ્છા હોય તો મારી વાડી તોડીને હું ધૂળમાં રગદોળીશ.

૧૭

જ્યારે કુદ્રત અંધકારની કાળી ચાદર ઓઢીને સૂઈ જાય, અને વ્યોમમાં ઝાંખા કરેલા દીવા માફક જીણા તારકો બળતા હોય ત્યારે હું એકલો વૃક્ષ નીચે બેસું છું.

ત્યાં પીંજર પડેલા પક્ષીની પાંખોના ફફડાટ જેવો હૃદયનો ફફડાટ હું સાંભળું છું. રડતા બાળકના ધ્રૂસકા જેવા તેના ધબકારા હું સમજી શકું છું. પણ કેમે કરી અંધકારની કાળી ચાદર ઓરાઢી નથી શકતો.

હું આશ્વાસન આપવા જાઉં છું ત્યાં તો એ ચીસ પાડી ઉઠે છે.

૧૮

હું અંધ હતો ત્યારે સૂર્યની અને ચંદ્રની મેં અતિ દીવ્ય કલ્પના કરી હતી. હું અંધ હતો ત્યારે પ્રિયાને મેં અનંત સૌન્દર્યવતી માની હતી.

પરંતુ જ્યારે નૈન ખુલ્યાં ત્યારે એ સૌ હસી પડયાં અને કહ્યું કે અમે સૌ વ્યર્થ છીએ ક્ષણભંગુર છીએ.

માટે મારી કલ્પનામાં રમવા અને મારી પ્રિયાને અનંત સૌન્દર્ય આપવા હું ફરીને અંધ થયો.

૧૯

તારૂં વદન મ્લાન થયું છે અને તારા દીલ પર કોઇ અપાર્થિવ બોજો પડેલો છે. એવોજ બોજો મારા દિલ પર હતો. હવે હોઠ પર પવિત્ર સ્મિત નથી અને પવિત્ર ઇચ્છા કરવા જતાં પણ દીલ શરમાય છે.

૨૦

દાન તો કરવું છે,

પણ હૃદયનું દાન કોણ લે ?

ગુલામ બનવું છે,

પણ શેઠ કોણ થાય ?

જેમ ફેરીઓ ફેરી ફરે તેમ હું પણ ફરૂં છું.

દીલ લેવું છે ? દી....લ. આંસુથી ધોવાયેલું સાફ નરમ દીલ કોઈને લેવુ છે ?

ગુલામ ખરીદશો કોઈ ગુ....લા....મ ! શેઠાઈ કરી કરી થાકેલા શહેનશાહને કોઈ ખરીદશો ?

પણ કોઇને દીલ લેવું નથી. કોઈને ગુલામની જરૂર હોય એમ લાગતું નથી.

અરેરે ! કદી જો ગોપાલ જેવો શેઠ મળે. દીલનું દાન લેનાર લૈલી કે રાધા મળે !!!

૨૧

તે પૂરાણા વડવૃક્ષ નીચે કો ગરીબ દર્દી પડયો હતો. તેના અંગને કંપાવતી ઠંડી તીરની પેઠે સોંસરી નીકળી જતી.

આંખમાં રતાશ હતી. દીલમાં તાવ હતો. પાથરવાને તેની પાસે ફાટેલી કંથાયે ન હતી.

પાસે એક બદસુરત વૃદ્ધા તેના માથા પર હાથ ફેરવતી બેઠી હતી. કપડાંમાં જૂ પડી હતી અને મુખમાંથી દુર્ગંધ આવતી હતી.

હું આશ્વાસન આપવા જાઉં છું ત્યાં તો એ ચીસ પાડી ઉઠે છે.

૧૮

હું અંધ હતો ત્યારે સૂર્યની અને ચંદ્રની મેં અતિ દીવ્ય કલ્પના કરી હતી. હું અંધ હતો ત્યારે પ્રિયાને મેં અનંત સૌન્દર્યવતી માની હતી.

પરંતુ જ્યારે નૈન ખુલ્યાં ત્યારે એ સૌ હસી પડયાં અને કહ્યું કે અમે સૌ વ્યર્થ છીએ ક્ષણભંગુર છીએ.

માટે મારી કલ્પનામાં રમવા અને મારી પ્રિયાને અનંત સૌન્દર્ય આપવા હું ફરીને અંધ થયો.

૧૯

તારૂં વદન મ્લાન થયું છે અને તારા દીલ પર કોઇ અપાર્થિવ બોજો પડેલો છે. એવોજ બોજો મારા દિલ પર હતો. હવે હોઠ પર પવિત્ર સ્મિત નથી અને પવિત્ર ઇચ્છા કરવા જતાં પણ દીલ શરમાય છે.

૨૦

દાન તો કરવું છે,

પણ હૃદયનું દાન કોણ લે ?

ગુલામ બનવું છે,

પણ શેઠ કોણ થાય ?

જેમ ફેરીઓ ફેરી ફરે તેમ હું પણ ફરૂં છું.

દીલ લેવું છે ? દી....લ. આંસુથી ધોવાયેલું સાફ નરમ દીલ કોઈને લેવુ છે ?

ગુલામ ખરીદશો કોઈ ગુ....લા....મ ! શેઠાઈ કરી કરી થાકેલા શહેનશાહને કોઈ ખરીદશો ?

પણ કોઇને દીલ લેવું નથી. કોઈને ગુલામની જરૂર હોય એમ લાગતું નથી.

અરેરે ! કદી જો ગોપાલ જેવો શેઠ મળે. દીલનું દાન લેનાર લૈલી કે રાધા મળે !!!

૨૧

તે પૂરાણા વડવૃક્ષ નીચે કો ગરીબ દર્દી પડયો હતો. તેના અંગને કંપાવતી ઠંડી તીરની પેઠે સોંસરી નીકળી જતી.

આંખમાં રતાશ હતી. દીલમાં તાવ હતો. પાથરવાને તેની પાસે ફાટેલી કંથાયે ન હતી.

પાસે એક બદસુરત વૃદ્ધા તેના માથા પર હાથ ફેરવતી બેઠી હતી. કપડાંમાં જૂ પડી હતી અને મુખમાંથી દુર્ગંધ આવતી હતી.

હું આશ્વાસન આપવા જાઉં છું ત્યાં તો એ ચીસ પાડી ઉઠે છે.

૧૮

હું અંધ હતો ત્યારે સૂર્યની અને ચંદ્રની મેં અતિ દીવ્ય કલ્પના કરી હતી. હું અંધ હતો ત્યારે પ્રિયાને મેં અનંત સૌન્દર્યવતી માની હતી.

પરંતુ જ્યારે નૈન ખુલ્યાં ત્યારે એ સૌ હસી પડયાં અને કહ્યું કે અમે સૌ વ્યર્થ છીએ ક્ષણભંગુર છીએ.

માટે મારી કલ્પનામાં રમવા અને મારી પ્રિયાને અનંત સૌન્દર્ય આપવા હું ફરીને અંધ થયો.

૧૯

તારૂં વદન મ્લાન થયું છે અને તારા દીલ પર કોઇ અપાર્થિવ બોજો પડેલો છે. એવોજ બોજો મારા દિલ પર હતો. હવે હોઠ પર પવિત્ર સ્મિત નથી અને પવિત્ર ઇચ્છા કરવા જતાં પણ દીલ શરમાય છે.

૨૦

દાન તો કરવું છે,

પણ હૃદયનું દાન કોણ લે ?

પણ એનું મને દુઃખ નથી. દુઃખ શું કરવા હોય? જ્યાં તકદીરમાં વીધીના એવાજ લેખ હોય અને ઓ સુલતાના! જ્યાં તારીએ એવીજ ઇચ્છા હોય.

૨૫

મને યાદ આવે છે.

તે સુંદર સરિતાનો ઘાટ, ન્હાનકડી સુંદર ટેકરીઓ અને હસ્તાં નૈનાં.

ચાંદીના નૂપુરવાળા, ગુલાબી ન્હાના પગ અને સિતારના ઝંકાર જેવું હાસ્ય એ સૌ મને યાદ આવે છે.

ન્હાનપણના મિત્રો, પતંગ સાંધવાને માટે તૂટેલું ગુંદરનું કોડીયું, કમાન છોલવાને આણેલી બુઠ્ઠી છરી એ બધુંયે યાદ આવે છે.

પણ ધુમ્મસના પડદા પેઠે એ સૌ પીગળી ગયું અને હું એકલોજ રહ્યો; જાણે મીજલસ પુરી થઈ અને દીવા હોલવાઇ ગયા.

૨૬

એજ મ્હારૂં સ્વર્ગ અને મારૂં નર્ક હતું.

મ્હારૂં પતન અને મ્હારો ઉધ્ધાર એજ ક્ષણે થયો જ્યારે મેં તે ઉંઘતા ગુલાબી હોઠોને ચૂમ્યા.

પ્રભુ ! મારા વ્હાલા પ્રભુ !

મને તારાં દર્શન ત્યાં થયા.

કદાચ ઘડી પછી ત્યાં અપશબ્દો બોલાશે, માયા મહોબ્બતને બદલે તિરસ્કાર થશે, પણ પિતા તારી ઝાંખી મને ત્યાં પળ ભર થઇ તે કદીએ નહિ થઇ નહિ થાય.

૨૨

લીલારામને દીઠી હતી.

જ્યારે ઉષા ગાતી હતી અને સમુદ્ર તથા સરિતાઓએ રાસ માંડયો હતો.

૨૩

મારી પાસેથી ગુપચુપ આવીને કોણ ચાલ્યું ગયું ? અને માત્ર સ્મૃતિજ મૂકતું ગયું.

કોણ ! એ કોણ માત્ર પોકાર કરી પોતાને પંથે પડયું !

જેનું દર્દ અસહ્ય છે.

૨૪

એ તો ખબરજ છે.

હા ! એની તો ખબરજ છે કે હું અનંત પંથનો યાત્રી છું. આરામ તો છેજ નહિ.

માશુક સૈયાદને શોધું છું. પ્રેમના વધસ્થંભને શોધું છું.

અરે! તે વગર મારૂં ભાગ્ય અપૂર્ણ છે. મારૂં સુખ અધુરૂં છે.

૩૦

જ્યારે જગતમાં હું મ્હારૂં સર્વસ્વ હારી જાઉં, જ્યારે જુગારમાં બધુંયે ગુમાવી દઉં ત્યારે તું મ્હને શાંતિ આપ.

જ્યારે દુનિઆની આગની ગરમ જ્વાળાથી મ્હારૂં બદન ધીકી જાય ત્યારે કૃપા કરી તારો શીતળ હસ્ત મારા હૃદય પર ફેરવ.

જ્યારે મ્હારી યાત્રા પુરી થાય, જ્યારે મ્હારી ભિક્ષાની ઝોળીમાં કશુંયે હોય નહિ, જ્યારે થાક–ભુખ અને દુઃખથી મ્હારી આંખો મીંચાતી હોય ત્યારે તારા હૃદય પર મ્હને આરામનું સ્થાન આપ.

વ્હાલી મા! ત્હારા વગર મ્હારૂં કોણ છે?

અને જ્યારે હું મ્હારી બાજી હારૂં; સંસારના લોકો મ્હારો તિરસ્કાર કરે ત્યારે વ્હાલથી મને ત્હારા ખોળામાં બેસાડ.

ત્યારે મ્હારી બાજી પુરી થઇ હશે; મ્હારા પાસા અને સોગઠાં નકામાં પડયાં હશે.

૨૭

બેઠો તો છુંજ !

પેલા સમુદ્રમાંના ખડક માફક જ્યાં સુધી ત્હારી મુલાકાત નહિ થાય ત્યાં સુધી હું અહીંજ છું.

કોટિ, સહસ્ત્રકોટિ યાત્રીઓ આવશે અને જશે, સમુદ્રો ભરાશે અને શોસાષે, દાવાનળો પ્રગટશે અને હોલાશે.

પણ હું તો છુંજને.
બેઠો તો છુંજ !
જ્યાં સુધી ત્હારી મુલાકાત નહિ થાય !

૨૮

ત્હારૂંજ શરણ શોધું છે.
ગુન્હેગાર, છું, લાચાર છું. દીન–હીન પામર છું.
છતાંય ત્હારૂં શરણ શોધું છું.
ઓહ ! તારૂં શરણ શોધું છું. તારૂં શરણ શોધું છું.

૨૯

વધસ્થંભ !

હું એજ શોધું છું. જેના પર ભગવાન્ ઈસુ હસ્તા હસ્તા ચઢી ગયા; જેના પર મન્સુરે પ્રાણનું બલીદાન દીધું; હું એ શોધું છું.

માશુક સૈયાદને શોધું છું. પ્રેમના વધસ્થંભને શોધું છું.

અરે! તે વગર મારૂં ભાગ્ય અપૂર્ણ છે. મારૂં સુખ અધુરૂં છે.

૩૦

જ્યારે જગતમાં હું મ્હારૂં સર્વસ્વ હારી જાઉં, જ્યારે જુગારમાં બધુંયે ગુમાવી દઉં ત્યારે તું મ્હને શાંતિ આપ.

જ્યારે દુનિઆની આગની ગરમ જ્વાળાથી મ્હારૂં બદન ધીકી જાય ત્યારે કૃપા કરી તારો શીતળ હસ્ત મારા હૃદય પર ફેરવ.

જ્યારે મ્હારી યાત્રા પુરી થાય, જ્યારે મ્હારી ભિક્ષાની ઝોળીમાં કશુંયે હોય નહિ, જ્યારે થાક–ભુખ અને દુઃખથી મ્હારી આંખો મીંચાતી હોય ત્યારે તારા હૃદય પર મ્હને આરામનું સ્થાન આપ.

વ્હાલી મા! ત્હારા વગર મ્હારૂં કોણ છે?

અને જ્યારે હું મ્હારી બાજી હારૂં; સંસારના લોકો મ્હારો તિરસ્કાર કરે ત્યારે વ્હાલથી મને ત્હારા ખોળામાં બેસાડ.

ત્યારે મ્હારી બાજી પુરી થઇ હશે; મ્હારા પાસા અને સોગઠાં નકામાં પડયાં હશે.

મા! ત્યારે તારી છાતી પર મારા મુખને સંતાડી હું ખુબ રૂદન કરીશ અને મ્હારાં સર્વ પાપ અને શરમ ધોવાઇ જશે,

૩૧

સંસારના આ નીખીડ વનમાં તુંજ મ્હારો પ્રકાશ છે. અતલનિલાંબરમાં તુંજ મ્હારી પ્રભા છે.

મુજ પામરનું તું પરમધન છે. મુજ પાપીનું તુંજ પરમ કલ્યાણ છે. મારો પરમ સ્વાર્થ અને પરમ મોક્ષ તું છે.

ઓ જ્ઞાન તું દૂર થા! ઓ શંકા તું દૂર થા!

શ્રદ્ધા અને અજ્ઞાન તમે પૂરીથી આવો, મને પુનીત કરો, મને આશા અને ઉત્સાહ આપો.

માના ચરણમાં અચળ સંતોષ, દ્રઢ શ્રધ્ધા અને અનંત ધૈર્ય સાથે મને વીરમવા દો.

તે પૂર્ણ પ્રકાશનાં દર્શન કરી ણને પ્રકાશીત થવા દો.

૩૨

વિશાળ અનંત નિલાંબર અને ચૈતન્ય કલરવથી ગુંજી રહેલું વિશ્વ મને ખાલી લાગે છે.

હું એવું દેવમંદિર શોધું છું જ્યાં મ્હારા તપ્ત દીલને આરામ મળે, પણ એવું પુનીત મંદિર મળતું નથી.

ઓ! ઓ! તારા દાસ પર દયા કર! તારા ગુલામ પર રહેમ કર.

૩૩

હમારૂં નસીબ એવું છે તો તમે શું કરશો? પિતાની ઇચ્છાજ એવી છે તો તમે શું કરશો?

આ માર્ગે જતાં કાંટાએ ઘણા વાગ્યા, ઉઝરડાએ ઘણા થયા, સગાં વ્હાલાં સૌ દૂર થયાં, એ બધુંએ સાચું છે પણ તેને તમે શું કરશો? હમારૂં તો નસીબજ એવું છે.

હમે ડાહ્યા નથી એની અમને બરાબર ખબર છે. વ્યવહાર કુશળ નથી એનીએ બરાબર ખબર છે. પણ પિતાએ હમારે માટે એ નિર્મ્યુંજ નથી તો તમે શું કરશો? હું એ શું કરીશ?

માટે એ બધુંયે છોડી હું તો પિતાને શરણ જાઉં છું.

મારૂં, તમારૂં, સંસારનું ભલે જે થવાનું હોય તે થાઓ.

૩૪

પથિકને માટે વિસામો તો ક્યાંએ નથી. ભયાનક ગાનથી પશુ પંખી અને વનતરૂ શાખા કંપી ઉઠયાં છે.

અંધકાર ચારે દિશાઓને ઘેરી રહ્યો છે, ઝાકળ અને ઠંડીથી દીલ અકડાઇ ગયું છે.

પાપ અને ભયથી બુદ્ધિ મન અને પ્રાણ સ્તબ્ધ બની સ્થંભી ગયાં છે.

શું ? મારે માટે વિસામો ક્યાંયે નથીજ ?

૩૫

હું તો તારી સેવા કરૂં છું.

જ્ઞાનના ગર્વથી નહિ પણ દાસની નમ્રતાથી હું તારી પાસે આવું છું.

હું તારીજ સેવા કરૂં છું.

મ્હારા તપના પુણ્યથી નહિ પણ તારી કૃપાથી સર્વત્ર હું ત્હારાં દર્શન કરૂં છું.

૩૬

જ્યારથી તારી આશ્નાઈ કરી, જ્યારથી તારા ચરણની રજ ચશ્મોપર ચઢાવી ત્યારથી હું સંસારને તરી ગયો.

ત્હારી રહમ નજર જ્યારથી મ્હારા પર ઠરી, જ્યારે ત્હારા હાથથી હાથ, દીલથી દીલ, અને હોઠથી હોઠ મીલાવ્યા ત્યારથી દુનિયાનો મટી હું ત્હારો થયો.

૩૭

મ્હારે તો કશુંજ કરવું નથી.

ત્હારી તો મારા પર ખફાદૃષ્ટિ છે. તો હવે હું ગીત કોના માટે ગાઉં ? કવિતા કોને માટે કરૂં ?

જ્યારે તું મ્હારા સામી નજર સરખી પણ ન કરે તો હું શણગાર કોને માટે સજું ? જો તું મ્હારો સ્વીકાર ન કરે તો હું જીવન કોને માટે જીવું ?

ત્હારા વગર મ્હારે બધુંજ વેરાન–સ્મશાન છે અને એ તું જાણે છે તો પછી ફરિયાદ પણ શું કરવા કરૂં ? અને કોના આગળ કરૂં ?

૩૮

જો કે સંસારી ડહાપણના દરવાજા બંધ થયા પણ એક પરમજ્ઞાનની મને પ્રાપ્તિ થઈ.

જો કે લોકોની મહેફીલમાંથી હું દૂર થયો પણ તારામંડળે અને આગીઆઓએ મ્હને નિમંત્રણ કર્યું. પતંગીઆં અને તરૂવરો મ્હારાં સ્નેહી બની રહ્યાં.

પૂરાણા ખંડીએરની દીવાલપર પડતા સૂર્યના પ્રકાશમાં અને ચિતાની ભડભડ થતી જવાળામાં મને તારાં દર્શન થયાં.

મૃત્યુ અને જીવનમાં, અંધકાર અને પ્રકાશમાં, પાપ અને પુણ્યમાં, રૂદન અને હાસ્યમાં મને તારૂં ચંદ્રમુખ જોઈ પરમ સંતોષ થયો.

૩૯

ઉજાગરાથી અને રૂદનથી મેં મ્હારી આંખોનું તેજ ગુમાવ્યું છે.

તેની જુદાઈની યાદ કરતાં કરતાં મગજ બેબાકળું બની ગયું છે.

મારી ભૂલોની તમે સૌ ક્ષમા કરજો. હું દીવાનો–કંગાલ દિવાનો છું.

મિત્રો ! સગાંઓ ! તમે સૌ મ્હારી ભૂલોની ક્ષમા કરજો.

૪૦

હે તાત !

તું સૌનું કલ્યાણ કર.

હે તાત ! તું સૌને પ્રકાશનું દાન કર.

હે તાત ! અંધકારમાં પણ તું સૌને ત્હારી પ્રતિમાનું ભાન કરાવ.

પ્રભુ ! પિતા ! સર્વત્ર ત્હારી કૃપાધારાનું દાન કર.

૪૧

ક્યાં જાઉં છું તેની ખબર નથી.

કદાચ મ્હને સેતાન ખેંચી રહ્યો હોય, કદાચ મેં ભૂલથી અંધકાર પર મોહ કર્યો હોય તો હે રાધાવલ્લભ! તું મારૂં રક્ષણ કર.

હે તાત! તું મ્હારૂં રક્ષણ કર.

હે તાત! હું ત્હારે શરણ છું.

૪૨

મને સંતોષ કેમ નથી?

મ્હારા પર ત્હારી આટ આટલી કૃપા છતાં નાથ! મ્હને સંતોષ કેમ નથી?

મેં શો ગુન્હો કર્યો છે કે તેં ત્હારૂં સુખ મારાથી ફેરવી લીધું છે.

મારી શી કસુરને માટે તું મને ત્હારા દ્વારથી પાછો ઠેલે છે?

હું તો કમતાકાત છું. મ્હારી ભૂલોની તું ક્ષમા નહિ કરે?

૪૩

મારા દેવ! તારૂં રાજ અમર તપો.

ત્હારી કૃપાથી સંસાર તાપ શમી જાઓ. ત્હારી કૃપા ધારાથી દુઃખી હૃદયો પુલકિત બનો.

મારા દેવ ! ઓ મારા દેવ ! તારૂં રાજ અમર તપો અને સર્વ કલ્યાણને પ્રાપ્ત કરો.

૪૪

મારા સાથીઓ !

આમ શાંત કેમ બેઠા છો ? આવો આપણે પ્રભુનું ગાન ગાઇએ.

મારાં વ્હાલાંઓ ! આપણે આપણી પાંખો ફેલાવી અનંતવ્યોમને માપી કાઢીએ.

તે તેજોમય દયામય રસનું પાન કરવાને આપણે તારાઓના પ્રદેશમાં ઉડી જઇએ.

શું આપણે અહીં રૂદનજ કરીશું ? શું આપણે પોતાને શ્રાપિતજ માનીશું ?

ના ! ના ! આવો આપણે આ વિશાળ વ્યોમને માપીએ. પક્ષિગણના તે દિવ્ય ગાનમાં આપણો સૂર મેળવી પ્રભુના ગુણ ગાઇએ.

આપણે પુનિત છીએ. આપણે પવિત્ર છીએ.

૪૫

નિરાશાના આ મહા અંધકારમાં મને તારૂં ગાન સંભળાય છે.

પાપની આ મ્હાજવાળામાં મને ત્હારૂં દર્શન થાય છે અને એ દર્શનથી દીલમાં આહ્‌લાદની ભરતી આવે છે. લજ્જા–શરમ–મર્યાદાના કીનારા તૂટી જાય છે.

૪૬

આંખો ભૂતકાળના દરિઆવ પર ઠરે છે. ત્યાં કાળનો મ્હાસાગર ઘૂઘવી રહ્યો છે, અને જેને હું અમર માનતો હતો તે સર્વ નાશ પામ્યું છે.

રાત્રિના અંધકારમાં હું તજાયેલા બાળક જેવો ડુંસકાં ભરી રૂદન કરૂં છું અને મને આશ્વાસન આપનારૂં કોઇ નથી.

૪૭

મારા શરીરમાં ખૂનનું બુન્દ નથી, અને આંખમાં આંસુ નથી.

રૂદનની ઈચ્છા છતાં રૂદન થતું નથી. હવે જો આજેજ કયામત આવી જાય તો મને તેની પરવા નથી.

૪૮

તું યાદ કર !

જ્યારે નાજુક હાથ અને સુકોમળ પગ પર ચઢેલા મેંદીના રંગથી તને સંતોષ થતો નહિ ત્યારે મ્હારા ખૂનથી તેને રંગનાર હુંજ હતો. અને આજે પણ હું એજ છું કે જેના પર તું ત્હારા પ્રાણ સમર્પણ કરતી હતી.

ઓ બેવફા ! હું તને શું શું યાદ આપું અને શું શું યાદ ન આપું ?

૪૯

પ્યારી !

તમારૂં કહેવાનું હવે પૂર્ણ થયું ? મારૂં પણ જરા સાંભળી લો.

ત્હારી મને મોટી ઓથ હતી, પણ હવે ત્હારી કૃપા ઓછી થતાં હમારા દોસ્તો પણ દુશ્મન થયા.

તેં ત્હારા દરબારમાંથી મને રજા આપી અને હવે દુનિયાની ધર્મશાળાઓમાં પણ મ્હારે માટે સ્થાન રહ્યું નથી.

તું ગુસ્સે થઈ અને હવે મારાં આંસુ ચૂમનાર કોઈ નથી.

અરેરે ! હમે આશકોને ત્હારા વગર ગલે કોણ લગાડશે ?

૫૦

આ અસાર સંસારમાં તને પામીને મેં સાર પ્રાપ્ત કર્યો.

આ નિઃસ્સાર સંસારમાં ત્હારીજ કૃપાથી હું સુખને પામ્યો.

ઓ પિતા ! તું કૃપા કર.

૫૧

પિતા !

તેં વચન દીધું છે કે અંધકાર અને પ્રકાશમાં, માન અને અપમાનમાં તું મ્હારી સાથેજ રહીશ તો મને હવે ડર કોનો છે ?

મારે હવે ઉણપ શાની છે ?

૫૨

મિત્રો ! અનંતતાના પ્રવાસીઓ ! જાગૃત થાઓ અને સાંભળો. પરીઓ ત્હમારે માટે ગાન કરી રહી છે અને આગના પ્રકાશિત મુગટવાળા દેવદૂતો તમારા માર્ગના અંધકારને દૂર કરે છે.

આવો ! મ્હારા સાથીઓ !

મ્હારા વ્હાલાઓ ! તમારા માર્ગ પર દિવ્ય પ્રકાશ પથરાઇ રહેશે અને તમારો પ્રવાસ સુખમય થશે.

૫૩

તું મ્હને દૂર ન કર.

ત્હારા મંદિરનાં પગથીઆંની એક કીનારી પર મ્હને પડી રહેવા દે. લોકો ત્હારાં ગુણગાન કરશે તે હું સાંભળીશ અને ત્હારા આશકોના ચરણની રજ મસ્તકે ધારણ કરીશ.

અરે! મ્હને એટલો આશાવાદી રહેવા દે કે કોઈ વખતે પણ ત્હારાં દર્શન થશે. તે દિવસ સુધી રાહ જોવાની તું મ્હને ધીરજ આપ.

અશ્રધ્ધા અને અશાંતિને તું મ્હારી પાસે મોકલીશ નહિ. માત્ર ત્હારા દર્શનની આશા અને નિર્મળ ભકિતનો તું મ્હારા પર પ્રકાશ પાડ અને જ્યાં સુધી ત્હારા મંદિરમાં આવવાની મને રજા મળે નહિ ત્યાં સુધી ત્હારા પગથીયાંની એક કીનારી પર મ્હને પડી રહેવા દે.

૫૪

ત્હારા ચરણ પર પડી પડીને હું એજ માંગું છું, કે એક વાર તો ત્હારી કૃપાદૃષ્ટિથી મને પાવન થવા દે.

પિતા! ત્હારા આશીર્વાદથી એક વાર તો મારા દિલના સંતાપ શમાવા દે.

અરે! વિચાર નથી કર્યો કે પાપ હતું કે પુણ્ય. વિચાર નથી કર્યો, અંધકાર હતો કે પ્રકાશ. તણખલાની પેઠે ભાવિ જ્યાં ખેંચી ગયું ત્યાં ખેંચાયો છું. અંને તે બધુંયે માત્ર એક ત્હારીજ આશામાં.

અરે! એક વાર તો ત્હારી કૃપાદૃષ્ટિથી પાવન થવા દે.

૫૫

જઇને કહો.

કોઈને ખબર હોય તો જઈને પ્યારીને કહો કે ત્હારે માટે મ્હારો પ્રાણ તલપી રહ્યો છે. અરે ! જ્યારે વતનથી નીકળ્યો ત્યારે ખબર ન હતી કે મ્હારે આમ થશે અને એ મ્હને આમ દગો દેશે.

કોઈને ખબર હોય તો જઈને કહો કે હું એને માટે મરી રહ્યો છું. સંસાર પ્રલય થઇ રહ્યો છે અને તારા સિતારા હોલાઈ જાય છે.

કોઈ તો જઈને કહો.

૫૬

મને કોઈ કહેશો કે હું કયા નગરમાં આવી ચઢયો. છું અને આ કયો મૂલક છે.

લોકો અજાણ્યા લાગે છે અને મ્હારૂં વતન કયાં છે એની મને ખબર નથી.

૫૭

એક સમય હતો જ્યારે હું સંસાર સમસ્તને મ્હારો દુશ્મન માનતો.

શું મ્હને એવા મધુરા અનુભવ થયા હતા કે હું માનવી તરફ પ્રેમ કરી શકું ?

જ્યારે કંઇ આશા હતી ત્યારે તેમણે મ્હારી ખુશામદ

કરી હતી. જ્યારે જ્યારે દીન–લાચાર હતો ત્યારે તેમણે મ્હારો તિરસ્કાર કર્યો હતો.

શું હું આ બધું કદીયે ભૂલી શકું ?

મ્હને એમ થયું કે જો હું ભગવન્ ચાણાક્ય હોઉં તો નંદકુળની પેઠે માનવકુળનો વિધ્વંશ કરી નાંખું. જો હું ભગવન્ જામદગ્નેય હોઉં તો એકવીશ વાર માનવ જાતિનું નિકન્દન કરી નાંખું અને એ બધું કરવા, મનુબાલનું ઘોરતમ અનિષ્ઠ કરવા મેં તપશ્ચર્યા કરી.

એ તપશ્ચર્યાને અંતે મને એમ લાગ્યું કે એક પ્રેમનો પંથજ એવો છે કે જેથી હું બદલો લઇ શકું.

૫૮

સજા કરવી ?

સજા કોને કરવી ? એમ કેમ ન હોય કે જગત્ નાટયમાં જે સૂત્રધારની ઇચ્છાથી હું સારા માણસનો પાઠ ભજવી રહ્યો છું, તેજ જગત્પિતાની ઇચ્છાથી બીજાઓ નઠારા માણસનો પાઠ ભજવતા નહિ હોય.

૫૯

શરમથી જેના ગુલાબી ગાલો પર ઉષાના શેરડા પડયા છે એવી પ્યારીના કંપતા અને સીત્કાર કરતા હોઠોને ચૂમ્યા પછી શાની વાંચ્છના બાકી રહે ?

શું અમૃત ચાખ્યા પછી પણ અતૃપ્તિ રહેતી હશે ખરી?

પ્યારીના હીમ સમા ગૌર હૃદયને એક વાર પણ દીલથી દાબ્યા પછી શું કદીએ ઉષ્ણ નિશ્વાસ નીકળે ખરો?

શું મોક્ષ પછીયે મૃત્યુ આવે ખરૂં?

૬૦

દરવાન?

દ્વાર ખુલ્લાં મૂકી દે. બાલક, યુવાન, વૃદ્ધ સર્વ મિત્રોને અંદર આવવા દે. આજે કોઇનેય અટકાવીશ નહિ.

પ્રેમવારીનું પાન કરીને સર્વ તૃપ્ત હૃદયને શાંત થવા દે. પાપમોચની પ્રેમગંગામાં સ્થાન કરી સૌને પાપ વિમુકત થવા દે.

આવો મિત્રો! સખા! બંધુઓ! સૌ આવો. શ્રીમંતો અને ભિખ્ખુઓ, ગૃહસ્થો અને સંન્યાસીઓ, પાપીઓ અને પૂનિતો, દેવ અને દાનવો સૌ આવો.

પ્રેમગંગાના આચમન માત્રથી તમે પરમકલ્યાણને પામશો.

૬૧

સંસારની સૌ ઉપાધિઓ તમે બળીને ભસ્મ થાઓ!

કીર્તિ–લક્ષ્મી–વિજય ત્હમે સમુદ્રમાં ડૂબી જાઓ.

પ્રીતિ, આશા, મોહ ત્હમે સૌ મૃત્યુને પામો.

૬૨

હું જાણું છું કે મ્હારૂં કોઈ નથી. મોત પહેલાં કે મોત પછી મ્હારૂં કોઇ નથી.

જો તો ખરો! અંધકાર કેવો ગાઢો છવાય છે! હું એકલો છું એ વિચાર માત્રથી પણ કમકમાં આવે છે.

પણ સુખ પડો, દુઃખ પડો, મ્હારે તો સૌ સમાન છે. જે ભીંતને લૂણો લાગ્યો હોય તેને શણગારે તોયે શું?

૬૩

અંધકારની યવનિકામાં તમરાં બોલે છે. તેમનું ગીત અને તેમનું રૂદન હું સાંભળું છું. તે ગીત અને તે રૂદન ઉદાસીન છે એટલું હું સમજું છું. તે વિરહના દર્દનું ગીત છે. પ્રીતિના દુઃખથી સળગી જતા પ્રાણનું તે રૂદન છે.

જાણે તે તમરાં અને હું એકજ સ્થાનમાં એકજ ધ્યેયને માટે અગણિત યુગોથી તપશ્ચર્યા કરતા હોઇ એ એમ લાગે છે.

૬૪

ધર્મ એટલેજ કવિતા. કોઈ ખુદાનાં બંદાનાં સ્વપ્નાં. સ્વર્ગની દિવ્ય ઝાંખી. ખુદાઈ નૂર અને ખુદાઇ જ્ઞાન તેજ કવિતા.

જે ધર્મમાં કવિતા નથી તે ધર્મ નથી.

જે કવિતામાં ધર્મ નથી તે કવિતા નથી.

૬૫

અહૂ !

તે પરીઓની મીજલીસ. ઝડપથી ભરાતી અને ખાલી થતી શરાબની પ્યાલી. રજપૂતાણીની કટાર જેવી કાળી ભમ્મર અને મોતની પળ સમી તે માશુકની અદા !

૬૬

તેના નૈનનો ચમકાર અને શરાબની પ્યાલી હોય. ચૂમવાને લોહીથી ખરડાયેલા ખંજર જેવા સનમના રાતા હોઠ હોય અને પ્રલયના ભીષણ નાદ જેવું તેનું અટ્ટહાસ્ય હોય તો પ્રભુથી અને સ્વર્ગથી મ્હારે શું કામ છે ?

૬૭

આલમ બધીને ફૂંકથી ઉરાડતો, સમસ્ત સંસારને પગની ઠોકરે મારતો હું તેને શેનો ડર છે ?

મ્હારી ઇચ્છા માત્રથી પાપ પુણ્યમાં પરિણમે છે. અને મ્હારી ઇચ્છા માત્રથી પુણ્ય પાપમાં પલટાય છે.

મ્હારી ઇચ્છા થતાં બ્રહ્માંડો સરજાય છે અને મ્હારી ઇચ્છા માત્રથી તેનો ધ્વંશ થાય છે.

૬૮

ચમનને વેરાન કીધું તો બુલબુલનો પ્રાણ પણ લેવો હતો ને! શરાબ ઢોળ્યો તો સુરાઇને આખી શું કામ રાખી?

શરાબ પાયો તો ઝહર પણ મીલાવવું હતું ને? દીલ લીધું તો સાથે જાન પણ લેવી હતી ને?

પાષાણ હૃદયી!

મુખ બતાવ્યું તો જોબનની ખેરાત પણ કરવી હતીને?

૬૯

લાવાની આગ સમાં પ્યારીનાં ચુંબનોની સ્મૃતિ દીલમાં હમેશાં ધૂંધવાય છે, અને મ્હારી કબર ફાડીને જ્વાળામુખી પેઠે એ ભભૂકી નહિ ઉઠે એની મને ખાત્રી નથી.

૭૦

સાચેજ!

હું ઈશ્વરને ધિક્કારૂં છું

મન વચન અને પ્રાણથી હું એને ધિક્કારૂં છું. તેનું નામ સાંભળતાં મારા ખૂનનું બુન્દેબુન્દ તિરસ્કારથી અટ્ટહાસ્ય કરી ઉઠે છે અને તેના પ્રતિના રોષ અને ધિક્કારથી મારૂં મગજ ઘૂમ બની જાય છે.

હું એને સાફસાફ કહી દઉં છું કે હું તને ધિઃક્કારૂં છું, ધિઃક્કારૂં છું; ધિઃક્કારૂં છું.

પછી બદલામાં ભીષણ ચીરનરકજવાળાની રાહ જોતો હું મગરૂરીથી અક્કડ અને ટટાર થઈ ઉભો રહું છું.

પણ તે અચાનક તેની કૃપાનો વરસાદ મારા પર વર્ષાવી મૂકે છે અને ઘૃણાથી તેના નામ પર ધૂળ નાંખી હું મારૂં મૂખ ફીરાવી લઉં છું.

૭૧

પ્યારી! શું તમે પાપથી ડરો છો?

પંડિતો તો બેવકુફ છે. આ તસતસ થતી કંચુકીમાં ઉભરાતું જોબન શું ચિતામાંજ સમાપ્ત થવાનું છે?

જો ઇશ્વરની એવીજ ઇચ્છા હોય તો ઇશ્વર પણ બેવકુફ છે.

માટીમાંથી પેદા થઈ જો માટીમાંજ મળવાનું હોય અને જીવનનું જો એજ સાર્થક હોય તો ખુદાની આ સર્વ તકલીફનું પ્રયોજન શું?

૬૮

ચમનને વેરાન કીધું તો બુલબુલનો પ્રાણ પણ લેવો હતો ને ! શરાબ ઢોળ્યો તો સુરાઈને આખી શું કામ રાખી ?

શરાબ પાયો તો ઝહર પણ મીલાવવું હતું ને ? દીલ લીધું તો સાથે જાન પણ લેવી હતી ને ?

પાષાણ હૃદયી !

મુખ બતાવ્યું તો જોબનની ખેરાત પણ કરવી હતીને ?

૬૯

લાવાની આગ સમાં પ્યારીનાં ચુંબનોની સ્મૃતિ દીલમાં હમેશાં ધૂંધવાય છે, અને મ્હારી કબર ફાડીને જવાળામુખી પેઠે એ ભભૂકી નહિ ઉઠે એની મને ખાત્રી નથી.

૭૦

સાચેજ !

હું ઈશ્વરને ધિક્કારૂં છું

મન વચન અને પ્રાણથી હું એને ધિક્કારૂં છું. તેનું નામ સાંભળતાં મારા ખૂનનું બુન્દેબુન્દ તિરસ્કારથી અટ્ટહાસ્ય કરી ઉઠે છે અને તેના પ્રતિના રોષ અને ધિક્કારથી મારૂં મગજ ઘૂમ બની જાય છે.

હું એને સાફસાફ કહી દઉં છું કે હું તને ધિઃક્કારૂં છું, ધિઃક્કારૂં છું; ધિઃક્કારૂં છું.

પછી બદલામાં ભીષણ ચીરનરકજવાળાની રાહ જોતો હું મગરૂરીથી અક્કડ અને ટટાર થઈ ઉભો રહું છું.

પણ તે અચાનક તેની કૃપાનો વરસાદ મારા પર વર્ષાવી મૂકે છે અને ઘૃણાથી તેના નામ પર ધૂળ નાંખી હું મારૂં મૂખ ફીરાવી લઉં છું.

૭૧

પ્યારી ! શું તમે પાપથી ડરો છો ?

પંડિતો તો બેવકુફ છે. આ તસતસ થતી કંચુકીમાં ઉભરાતું જોબન શું ચિતામાંજ સમાપ્ત થવાનું છે ?

જો ઇશ્વરની એવીજ ઇચ્છા હોય તો ઇશ્વર પણ બેવકુફ છે.

માટીમાંથી પેદા થઈ જો માટીમાંજ મળવાનું હોય અને જીવનનું જો એજ સાર્થક હોય તો ખુદાની આ સર્વ તકલીફનું પ્રયોજન શું ?

૭૨

જો પ્રેમ અમર છે તો વૈર પણ અમરજ છે અને તો ! સીત્કાર કરતા અને કંપતા ચૂમેલા પ્યારીનાં હોઠનો આનંદ પણ અમર છે.

અને બેવકુફો એ માનવાનો ઇન્કાર કરશે એનીયે મને ખબર છે.

૭૩

હું સમજી શકું છું.

તારા હોઠના મરડાટથી અને ટેઢી ભ્રમરથી તું મને ધિઃક્કારે છે તે હું સમજી શકું છું.

પણ ખુદાના કસમ ખાઇને કહું છું કે હું તારી રાહ જોઇશ.

તું મને ધિઃક્કારે છે કારણ કે હું તને ચાહું છું, અને તારા ચરણની રજ માથે ચઢાવવાની ઉમેદ રાખું છું.

પણ દીલારામ ! જ્યારે હું તને ચહાતો બંધ પડીશ ત્યારે સારોએ સંસાર તારો તિરસ્કાર કરશે અને તારાથી પોતાનું મુખ ફીરાવી લેશે.

એ ધિઃક્કાર અને એ શ્રાપનો બોજો જીગર પર લઇ કબ્રમાં જવાની ઇચ્છા હોય તો તું મુખ્તયાર છે.

૭૪

પ્યારી !

સાંભળતાં જાઓ ! કપાળમાં કરચલી પાડવાનો અને મુખ ફીરાવી લેવાનો સમય તો તમને મળશે.

હું ફરિયાદ કરતો નથી, કે દાદ માંગતો નથી; પણ આ વફાદાર ગુલામની એક વાત યાદ રાખજો કે આશકના હોઠના એક ચુંબન આગળ, ધડકતા જીગરથી તમારા કાનમાં ઉચ્ચારેલા એક "પ્યારી" શબ્દ આગળ આ કપાળની કરચલી, આ ગુસ્સાભરી નજર અને ધિઃક્કારથી ફફડી રહેલું જીગર એ કુછ બિસાતમાં નથી.

જાઓ ! પ્યારી !

મેં મ્હારૂં કહેવાનું પુરૂં કર્યું છે. હવે અનંતકાળ સુધી તમારૂં સુખ મારાથી ફીરાવી લઇ શકો છો.

૭૫

સબુર કરો ! સુન્દરી !

આવીને ચાલ્યાં જશો નહિ. હવે મારો પ્રેમ લાવા જેવો ધગધગતો નથી અને એ તમને ઈજા નહિ કરે.

હવે તો એ થીજી ગયેલી ધરા જેવો છે જેણે પોતાની આગ પોતાના જીગરમાં શમાવી દીધી છે અને જેની સપાટી પર લીલાંછમ ખેતરો અને ગુલાબના બગીચા ઉછેરી શકાય છે.

પણ રહી રહીને મને નવાઈ તો એજ લાગે છે કે જેણે તમને આ હકીકી હોઠ આપ્યા આ અદ્‌ભૂત રૂપ આપ્યું તેને ઘેર એવું તે શું દેવાળું નીકળ્યું હતું કે આવું પ્રેમથી બેકદર જીગર આપ્યું.

૭૬

એ એવું તે શું છે કે જેને માટે મારૂં હૃદય નીરંતર ધીકયા કરે છે અને પ્રાણ સદા ગમગીન રહ્યા કરે છે.

અને શાને સાટે આસ્માન સાસે જોઇ સ્તબ્ધ થઇ બેસી રહેવાનું મ્હને વધારે ગમે છે.

સાચેજ ! જેમ કોઇ કહે છે તેમ શું હું દીવાનો છું અથવા કોઇનું આબ્હાન હું સમજી શકતો નથી.

૭૭

પ્યારી !

આજે તો બધું વેરાન છેના ? આજે તો બધું સુમસામ બની ગયુંના ? સારીયે જહાં સૂના થઇ ગઇના ?

તો આવો !

આજે કંઈ ચિન્તા નથી, ભય નથી, લજ્જા નથી, આજે મ્હેફીલની રાત છે. રાહત છે. આરામ છે.

ઓ ! શું કહ્યું ?

માલીક ગુસ્સે થશે એમ કહ્યું ? ખેર ! જેવી તમારી ઇચ્છા. બાકી આજે તો બધું સુમસામ છે, વેરાન છે, સૂના છે, સ્મશાન છે. છીએમાં માત્ર તમે અને હું.

પ્યારી આવોને !

ચાલ્યાં આવો, લબથી લબ મીલાવી, ચુંબનના એક હાહાકાર વડે ફનાના આ ભીષણ અંધકારમાં એક પ્રચંડ જ્વાળામૂખી ચેતાવી દઇએ, અને પછી હૃદયથી હૃદય દાબી, અંગથી અંગ લપેટી આ આગના બીછાનામાં સદાનો આરામ લઇએ.

૭૮

" શું આપું ? " પ્રભુએ પૂછ્યું.

પંડિતે કહ્યું " તારા ગુણગાન ગાવાની તાકાત. સાગર નીરની શાહી બનાવી, વન ઉપવનની વનશ્રીની કલમ બનાવી, આસ્માન પૃથ્વી અને પાતાળને પાટલે ત્હારા ગુણાનુવાદ ગાયા. સાગર શાહી સુકાઇ ગઇ, તરૂવરનું નામ ન રહ્યું, પાતાળ, પૃથ્વી, અને આસ્માનની પાટીપર અણુમાત્ર સ્થાન ન રહ્યું."

"તને શું આપું ?"

પ્રભુએ કવિને પૂછ્યું. કવિના નેનમાંથી એક આંસુ ખર્યું. સાગર છલકાઇ ગયો. વન ઉપવન હસી હસી ખીલી ઉઠયાં. પાતાળ પૃથ્વી અને આસ્માનની પાટી સાફ થઇ.

પ્રભુએ પંડિતને ગુણાનુવાદ ગાવા મર્ત્યલોકમાં પાઠવ્યો; કવિનું શું થયું તેની અમને ખબર નથી.

૭૯

કેસરની કંકાવટી ભરી ત્હેણે બ્રહ્માંડને આરે સાથીઆ પૂર્યા, અને આસ્માનની છાબ ભરી ફૂલો બીછાવ્યાં.

પૃથ્વીને પાટલે મૌતિકમોઘાં ચિત્રો દોરી સમુદ્રની ઝાલર બનાવી તેણે પ્રિતમના સત્કારની યુગયુગથી તૈયારી કરી છે.

૮૦

ત્હેના ચરણમાં જગત્સામ્રાટોના મૂકુટો ઝૂકતા હતા. માનવકૂલના સંતાનો ત્હેના ચરણની રજ માથે લગાડતા. સત્તા ત્હેને વરી હતી. તે જગતનો તાજ વગરનો મહારાજ હતો.

છતાં જ્યારે માના આલીંગનમાં છૂપાઈ જતાં બાળક સમું જગત્ રાત્રિના અંધકારમાં લપાતું ત્યારે ત્હેના દિલમાંથી એક નિઃશ્વાસ નીકળતો, અને ઉંઘમાં પણ આખું જગત કંપી ઉઠતું.

૮૧

માલીકનો દરબાર ભરાયો હતો.

જગતના કલ્યાણ કાજ ઋષિપંડિતોની સભા બેઠી હતી. હૃદયના ધબકારા સંભળાય એવી શાન્તિ હતી.

એવામાં એકાએક ઝંઝાવાત થયો. કોઇનું અટ્ટહાસ્ય સંભળાયું અને ત્યાં એક નર અને એક નારી આવ્યાં. ત્હેમના નયનમાં સોમપાનનું ઘેન હતું, હસવામાં યક્ષ કિન્નરનું ગાન હતું. પારિજાતક અને બોરસલ્લીના ગજરાથી ત્હેમનાં અંગો શોભતાં હતાં, ત્હેમનાં હૈયાં ધબકતાં હતાં અને ત્હેમની ચાલ લથડતી હતી.

સભાએ કહ્યું આતો જગકલ્યાણનો મહા પ્રશ્ન છે; પરંતુ માલીકે કહ્યું મ્હને અત્યારે ફૂરસદ નથી.

નર હતો કવિ અને નારી હતી કવિતા.

૮૨

અત્યન્ત મોડું થયું છે અને અંધકારનો પ્રલય પથરાયો છે. ધિઃક્કારમાં ફેરવાયેલા પ્રણય સમો ઝંઝાવાત ફૂંકાય

છે. આસ્માનમાં તારક એક પણ નથી અને મ્હારો દીપ હોલવાયો છે.

અરેરે ! અત્યન્ત મોડું થયું છે.

૮૩

પાપના કાદવમાં પડેલો હું ત્હેને ધોઇ નાંખ અને જો કે ત્હારા જેટલોજ સપૂ્ત હું છું કે નહિ.

૮૪

તું તપાસી જો !

આ અંતરના ચીરાઓમાં ત્હારી મૂર્તિ કોતરાઇ છે કે નહિ.

તું ધ્યાનથી સાંભળ !

આ દીલના આતિશમાં વેદનાં ગાન સમું ત્હારૂં સ્મરણ છે કે નહિ.

૮૫

ત્હારા ક્રોસના ભારથી હું નીચો નમ્યો છું, મ્હારા માલીક ! તું એને પાપ માનતો મા.

૮૬

રાજમાર્ગ છોડી હું આ પાપની ગલીમાં બેઠો છું, કારણ કે હું ત્યાં ત્હારૂં સ્મરણ શાંતિથી કરી શકું.

૮૭

મ્હેં તો મુઠ્ઠી ખાખની આશા રાખી હતી, આ તાજની નહિ.

મ્હેં તો દુઃખ-દર્દની આશા રાખી હતી આ આરામની નહિ.

મ્હેં તો જુદાઇના તાપની રાહ જોઇ હતી આ મીલાપની નહિ.

આવો ! આ તાજ, આ આરામ, આ મીલાપ લઇ જાઓ. ખાખ, દર્દ, જુદાઇ આપી જાઓ. કારણ મ્હારૂં તો સર્વસ્વજ એમાં છે.

૮૮

સંભવીત હોય તો તું એવું કર કે તે સર્વના પાપનો જવાબ હુંજ આપું, ત્હેમને બદલે અનંત આગનો ભાગીદાર હું જ થાઉં.

અરેરે ! ત્હેમના પાપનો ભાર મ્હને ઉંચકવા દે.

૮૯

ત્હારી બેવફાઇ ત્હારા જેવી બેવફાને બહુ સગવડ ભરેલી હશે, પરંતુ ત્હારી મહોબ્બતને ખાતર જે મરી રહ્યા છે ત્હેનો તેં કદીએ ખ્યાલ કર્યો છે ?

૯૦

પ્રેમમાં શું એવાજ એકરાર હશે કે તારે સદાએ બેવફા રહેવું અને અમારેજ સદા વફા રહેવું !

ત્હારે અમારૂં લેવું સર્વસ્વ અને દેવું કશુંએ નહિ !

૯૧

ત્હમારી શી ઇચ્છા છે ?

મ્હારા ભાગ્યમાં શું લખ્યું છે ?

શું જ્વાળામૂખી પઠે ભભૂકી માનવકૂલનો મ્હારે સંહાર કરવાનો છે કે મ્હારા ખૂનના છંટકાવથી ત્હારો રાજમાર્ગ શીતળ અને સફા કરવાનો છે.

કહી દેને !

મ્હારા ભાગ્યમાં શું છે ? ત્હારી શું ઇચ્છા છે ?

૯૨

અરે ! આ સરિતા પણ વર્ષમાં એક વાર ઉન્મત્ત બને છે, આ તૃણાંકુરો પણ એકાદ વાર તો હરિઆળાં બને છે. આ ચાતકને પણ કો દિ એકાદ બીન્દુ મળે છે.

તો મ્હારેજ માટે આ હોળી શાને સળગાવી રાખી વારૂં ?

૯૩

ત્હારી જુદાઇમાં તો આ અંતર ચીરાઇ જાય છે અને ત્હને તો એમ લાગે છે કે હું શોખને ખાતર કવિતા કરૂં છું.

પણ મ્હારી કવિતાઓ તો અંતરની આગના તણખા માત્ર છે તેનું ત્હને બેવકુફને ભાન પણ નથી.

૯૪

માતા મ્હારી !

લાવો એ લોહીનો પ્યાલો મ્હારેજ પીવાનો છે. બક્ષિસ કહો સજા કહો મ્હારા જ કર્મનું એ ફળ છે.

૯૫

ગરજી ગરજીને જગત કોલાહલને ડુબાવી દે, ઉછળી ઉછળીને ચાંદા સૂરજને બૂઝાવી દે અને વિશ્વના કીનારાને તોડી દે.

પરંતુ ભાવિની પેઠે અટલ અને કાળની પેઠે ક્રૂર હું અહિં ઉભો છું.

ત્હારૂં ફાવ્યું તું બધુંએ કરી લે.

૯૬

પંડિતોનો ઉપદેશ અને શીખામણ સાંભળી સાંભળી ધૈર્ય ખૂટી ગયું છે અને મન નિરાશ થઇ ગયું છે.

૯૭

પ્યારી !

આ રડતી સુરત શું કરવા ? ચાલો મ્હારી સાથે ચમનમાં.

ત્યાં ત્હમારા રૂપ પર ગુલો આફ્રિન થશે અને સરૂના દરખ્તો ત્હમારા પર વારી જશે.

મેહ્દીનો મોર લચી લચીને ત્હમારા પગની પાનીનું ચુંબન કરશે.

૯૮

ગુલામી ?

ગુલામી કરવાને તો હું યે તૈયાર છું. પણ તે કોની ! ! ત્હમારી ?

જાઓ કુતરાઓ ! ત્હમારૂં અહીંથી કાળું કરો ! માલીક આવી આપોઆપ પોતાના ગુલામને ઓળખશે, હૃદય ત્હેને પીછાનશે અને આત્મા ત્હેને પ્રણીપાત કરશે.

૯૯

કયાં જાઉં અને શું કરૂં ? દીલ તૂટુંતૂટું થાય છે પણ તૂટતું નથી. ! જો એક વખત તૂટી જાય તો નિરાંત.

૧૦૦

ન્હણે, ન્હણે દૂર જોને!

ત્યાં સ્નેહી છે, મિત્રો છે, સગાં છે. એ સૌને છોડીને હું ત્હારી પાસે આવ્યો છું.

અહીં આગળ ત્હારા સિવાય મારૂં કોઇ નથી.

ત્યાં જય છે, પરાજય છે, દર્દ છે, દુઃખ છે, મૃત્યુ છે, જીવન છે.

અહીં ત્હારા સિવાય મારે કશું નથી.

૧૦૧

ચાલો મિત્રો!

જો પ્રેમ ન મળે તો આપણે વૈર લઇએ. વીજળી પડી જેમ ન્હાડને ચીરી નાંખે તેમ આપણે પાપના ભારથી ધરતીની છાતીને ચીરી નાંખીએ.

લીલાં ખેતરોમાં દાવાનળ સળગાવીએ, નિર્દોષ હૈયામાં વાસનાના સાગર ધીકાવીએ; પાપના પૂરમાં માનવફૂલને ડૂબાવી દઇએ.

અને ઇશ્વરને ફરીથી અવતાર લેવાની ફરજ પાડી આ રીતે નહિ તો એ રીતે ધર્મ સંસ્થાપનાનો મહાયજ્ઞ આરંભીએ.

૧૦૨

શું ! લોકો મ્હને ડરાવી દેશે ?

અરે જેના મુખમાંથી લોહીના નીગરાળા નીતરે છે એવા પિશાચોના તાંડવ નૃત્યો મ્હેં જોયાં છે. કુમળાં હૈયાં શેકી ખાતી ભૂતાવળોની મ્હેફીલનો હું અનેકવાર મ્હેમાન બની ચૂકયો છું.

લોકો તો બીચારા છે. એ શું મ્હને ડરાવતા હતા.

૧૦૩

ગુલામો !

મુઠ્ઠીમાંના મચ્છર પેઠે હું ત્હમને મસળી નાંખું એમ છું પણ આજે તે કરવાની ઇચ્છા નથી—ફૂરસદ નથી.

આજે તો દીલદાર આવવાની છે અને મ્હારે ત્હેના સત્કાર માટે બધી તૈયારી કરવાની છે.

૧૦૪

ત્હમે મ્હને શું કરવા બોલાવો છો ?

ત્હમારો ઇશ્વર અને ત્હમારો સેતાન, ત્હમારાં પૂણ્ય અને ત્હમારાં પાપ, ત્હમારાં દોઝખ અને ત્હમારાં સ્વર્ગ એ સૌ જેણે ઘોળી પીધાં છે એવો હું પિશાચ છું.

માટેજ કહું છું કે ત્હમે મ્હને ન બોલાવો અને ન સતાવો.

૧૦૫

તે જાદુગરના જાદુથી હું સ્તબ્ધ બની રહ્યો. કાયાના કાચા ગઢ પર આત્માનો અમરધ્વજ રોપી તેણે મ્હને હસી હસી કહ્યું આને અટલ અને નિર્મળ રાખજે.

હું તો દિગ્મૂઢ થઇને ઉભોજ રહ્યો.

૧૦૬

સુરતાંતે થાકેલી ગોપબાલીકા સમી રાત્રી મોતીથી ગુંથેલી કાળી કામળ ઓઢી ઘોર નિદ્રામાં પડી હતી.

૧૦૭

અયિ ગોવાલન !

ત્હારા આ ભૂવનમનોહર મુખડા પર બીજના ચંદ્ર જેવા નખક્ષત કયાંથી થયા ? અને આ શરદઋતુમાં ભાલપર પ્રસ્વેદનાં બીન્દુ શાથી વળગ્યાં.

નિત્ય પ્રમાણે ગોરસ આપતાં હાથ શાથી ધ્રૂજ્યો ? અને અવાજ ઘેરો શાથી થયો ?

૧૦૮

હું જાણું છું.

હું જાણું છું કે મ્હારી આખરની મુસાફરીમાં એ કંઇજ કામ આવવાનું નથી.

માટે મિત્રો !

જો ત્હમારા વખાણથી મ્હને સુખ ન મળે અથવા ત્હમારી નિન્દાથી મને દુ:ખ ન થાય તો ત્હમો ક્ષમા કરજો.

૧૦૯

વાસો ! વાસો !

નગરનાં હે નરનારીઓ ! મ્હારે માટે ત્હમારાં દ્વાર વાસો. આજે મ્હારા ઉરનૂરનું પ્રભાત છે અને ત્હમારા સત્કારની મને જરૂર નથી.

ત્હમે દ્વાર વાસો છો અને સ્વર્ગનાં દ્વાર ખૂલે છે. ત્હમે મુખ ફીરાવી લો છો અને ફિરસ્તા મ્હારા મિત્ર બને છે.

૧૧૦

સાંભળો !

ત્હમે પૂછો છો ત્યારે હું સાચુંજ કહીશ.

પાપના કીચડમાંથી પ્રભુએ મ્હને પ્રકાશ દીધો છે અને તેથી એ પ્રકાશમાં પાપના ઓળા પડે છે.

૧૧૧

માન્યુ હતું.

માન્યું હતું કે કયામત આવી જશે. એક અભેદ યવનિકાના અંધકાર પાછળ જીવન ભૂલાઇ જશે.

પાપના એક ચીરપરિચીત દાવાનળમાં બધું સળગીને ખાખ થઇ જશે.

૧૧૨

પ્યારી !

ત્હમારી જૂદાઇથી હૈયામાં એક એવી આગ સળગે છે કે જેના તણખાથી આખું આસ્માન છવાઇ ગયું છે.

૧૧૩

ભય એ તો ગુલામોની દોલત છે. હું તેને શું કરૂં ?

૧૧૪

હું તો પરેશાન દિવાનો છું.

ત્હમે મ્હારા પર દયા કરજો ! કરશો ને ?

એક ભીષણ હાહાકારથી ચિત્ત ઉદ્ભ્રાન્ત થઇ ગયું છે. જાણે સમસ્ત સંસાર એક ચિરજ્વલીત દુઃખથી પીડિત છે.

૧૧૫

સ્વેચ્છાથી જોબનનું દાન કરતી પ્રિયાનો, સમયનો અને વિદ્યાનો જે માણસ ઉપભોગ નથી કરતો તેવા મૂર્ખાઓને શું કહેવું ?

૧૧૬

અલી ચંદા ! તું એ સાવ ઓઘલીજ છે.

આસ્માનનો જામ ભરી ભરીને ચાંદની આ મૂખ દુનિયા પર શું કરવા ઢાળતી હશે ?

અથવા કોઇ આશકનું ધ્યાન ધરતી તું બેધ્યાન બની છું ?

૧૧૭

તારકો શું છે એની ત્હમને ખબર છે ?

એ તો કોઇ દિવાનાએ વસ્લની રાત માટે બીછાવેલાં ફૂલો છે. કોઇ આશકે જૂદાઇની રાહમાં પાડેલાં આંસુ છે. કોઈ શહીદના ખૂનનાં બીન્દુ છે.

૧૧૮

આજેજ દેહ–યૌવન અને પ્રાણની ખેરાત કરી દો !

જગતૂના મહાવનમાં એ મીલ્કત લૂંટવાને અનેક લૂંટારૂઓ બેઠા છે અને ક્યારે શું થશે તેની ખબર નથી.

માટે આજેજ દાન કરી દો.

૧૧૯

જેમ સ્રીઓ ચોળી અને ચણીઆથી રાજી થાય છે, તેમ તેમને કીર્તિ અને લક્ષ્મી આપો એટલે એ લોકો રાજી થશે.

પણ મ્હારા બ્હાદૂર મિત્રો !

આવો ! આપણે આગળ વધીએ અને મોતનો મૂકુટ પ્હેરી ત્રીલોકના સામ્રાટ બનીએ.

૧૨૦

આસ્માનમાંથી સૌ તારકો આથમી ગયા અને જાણે કોઇ પ્યારીએ પ્રીતમની જૂદાઇમાં આભૂષણો તજ્યાં હોય એમ આસ્માન શોભી રહ્યું.

૧૨૧

ત્હારી જૂદાઈની રાહમાં વધારે સુખ છે કે મીલાપના આરામમાં તે હું તો કહી શકતો નથી.

૧૨૨

આશાથી હું નિરાશ થઈ ગયો છું અને નિરાશા મને અસહ્ય થઇ પડી છે.

રાજમ્હેલોથી મ્હને ત્રાસ થાય છે અને ઝૂંપડીઓથી હું થાકી ગયો છું.

જૂઠથી હું કંપી ઉઠું છું અને સત્યથી ચિત્ત ઉદ્‌ભ્રાન્ત થઇ ગયું છે.

૧૨૩

અરે ! સત્ય એતો ઇશ્વરના ઘરનો શ્રાપ છે. જે સત્ય જાણવાનો પ્રયત્ન કરે છે તે આ જગત્‌માં રખડી રઝળી મહાદુ:ખી થઇ પોતાનું જીવન પૂરૂં કરે છે.

૧૨૪

મ્હારૂં શું થશે તેની મને ખબર નથી, ચિન્તા પણ નથી; જો માત્ર ત્હારી કૃપા હોય તો.

૧૨૫

માતા પોતાને લાડ કરે તેટલા માટે જેમ કોઈ મૂર્ખ બાળક માંદગીની ઈચ્છા કરે છે તેમ તું મ્હારો ઉદ્ધાર કરે તેટલા માટેજ હું પાપની વાંછના કરૂં છું.

૧૨૬

અયિ ગોવાલન ! જરીક ઉભી રહેતો હું તને ગોરસી ચઢાવું.

નહિં તો વાંકા વળતાં ત્હારા કમખાની કસ તૂટી જશે.

૧૨૭

ભગવાન જાણે છે કે મ્હને નિર્લજને તો કશીએ લાજ નથી.

અને કોઈ પૂછશે કે ત્હારા ગાલ પર આ શેના ડાઘ છે તો હું તો કહીશ કે મ્હારા ચુંબનના માટે જો તારે મ્હને ચૂપજ કરવો હોય તો ત્હારા હોઠ પણ ચૂમવા દે.

૧૨૮

મૂર્ખાઓ! હું તો હસું છું ત્હમારી મૂર્ખાઈ પર બાકી મ્હારી મૂર્ખતા પરતો હું હૈયાંફાટ રડી રહ્યો છું.

૧૨૯

અયિ પાગલ પ્યારી !

મહોબ્બતની આગમાં બળવાની શું મઝા છે તેનું ત્હને કંઇ ભાન છે કે ?

તું અમને બાળીને રાજી થાય છે, અમો બળીને રાજી રહીએ છે પરંતુ બળવાની મઝા કંઈ ઔર છે, મરવાની મઝા પણ કંઇ ઔર છે. અને તેમાંએ ત્હારા જેવી બેવફા જોડે વફાઇ કરવી, ફાંસીની દોરીને હાર સમજી આનંદ માનવો, ઓહ ! એ બધું કંઈ ઔર છે.

૧૩૦

અભિમાન કર નહિ.

અમારી આંખમાંથી એક એક આંસુ ખરે છે અને ત્હારા હૃદયજંજીરની એક એક કડી તૈયાર થાય છે.

અને જ્યારે એ આંસુની સાંકળથી અમો ત્હને બાંધીશું ત્યારે આ અભિમાન નહિ પરવડે.

માટે ગર્વ કર નહિ.

૧૩૧

પાષાણી !

સમુદ્રની ઉછળતી છોળો જેવું તારૂં જોબન છે, પરંતુ એવુંજ વેરાન તારૂં દીલ છે. તો પછી હું દોજખને અપનાવું નહિ તો શું કરૂં ?

સ્વર્ગમાં તો મારે માટે સ્થાન રહ્યું નથી !

૧૩૨

તેં મ્હને શાહોનો પણ શાહ બનાવ્યો અને કંગાલમાં પણ કંગાલનું તકદીર હોય નહિ એવું ભાવી સરજ્યું.

ઓહ્ ! હવે સહન નથી થતું.

૧૩૩

જૂદાઈના અંધકારમાં નીત નીત ત્હારી સ્મૃતિનો ચંદ્ર ઉગે છે અને છતાં ત્હારાથી સદાયે દૂર રહેવાનું ભાવી સર્જાયું છે એ વિચારથી દિલ ચીરાઇ જાય છે.

ઓહ્! હવે સહન નથી થતું.

૧૩૪

તું કોઈની નિન્દા કર નહિ. કારણ કે તેનાં શાખા પત્રો બહાર જશે પરંતુ મૂળ ત્હારા અંતરમાં રોપાવાનું છે.

૧૩૫

ત્હારી અને ત્હારા પ્રભુની વચ્ચે જ્ઞાનનાં વાદળાંને આવવા દઇશ નહિ.

જ્ઞાન અને પ્રેમ બે જૂદીજ વસ્તુ છે.

જ્ઞાન એ દીવ્ય છે પરંતુ પ્રેમ એ તો પ્રભુ છે.

૧૩૦

અભિમાન કર નહિ.

અમારી આંખમાંથી એક એક આંસુ ખરે છે અને ત્હારા હૃદયજંજીરની એક એક કડી તૈયાર થાય છે.

અને જ્યારે એ આંસુની સાંકળથી અમો ત્હને બાંધીશું ત્યારે આ અભિમાન નહિ પરવડે.

માટે ગર્વ કર નહિ.

૧૩૧

પાષાણી !

સમુદ્રની ઉછળતી છોળો જેવું તારૂં જોબન છે, પરંતુ એવુંજ વેરાન તારૂં દીલ છે. તો પછી હું દોજખને અપનાવું નહિ તો શું કરૂં ?

સ્વર્ગમાં તો મારે માટે સ્થાન રહ્યું નથી !

૧૩૨

તેં મ્હને શાહોનો પણ શાહ બનાવ્યો અને કંગાલમાં પણ કંગાલનું તકદીર હોય નહિ એવું ભાવી સરજ્યું.

ઓહ્ ! હવે સહન નથી થતું.

૧૩૩

જૂદાઈના અંધકારમાં નીત નીત ત્હારી સ્મૃતિનો ચંદ્ર ઉગે છે અને છતાં ત્હારાથી સદાયે દૂર રહેવાનું ભાવી સર્જાયું છે એ વિચારથી દિલ ચીરાઇ જાય છે.

ઓહ્! હવે સહન નથી થતું.

૧૩૪

તું કોઈની નિન્દા કર નહિ. કારણ કે તેનાં શાખા પત્રો બહાર જશે પરંતુ મૂળ ત્હારા અંતરમાં રોપાવાનું છે.

૧૩૫

ત્હારી અને ત્હારા પ્રભુની વચ્ચે જ્ઞાનનાં વાદળાંને આવવા દઇશ નહિ.

જ્ઞાન અને પ્રેમ એ જૂદીજ વસ્તુ છે.

જ્ઞાન એ દીવ્ય છે પરંતુ પ્રેમ એ તો પ્રભુ છે.

૧૩૬

જો તું ગુસ્સે હોય તો હું ત્હને વિનવું, જો તું દૂર હોય તો હું કાસદ મોકલું, જો તું હઠીલી હોય તો હું ત્હારી હઠ પુરી કરૂં. અરે! ત્હને રિઝવવા હું શું શું ન કરૂં ?

પણ તું તો પાષાણી છે.

૧૩૭

પાપાત્મા અને પૂણ્યાત્મા આખરે તો એકજ સ્થાનને વરે છે; જો તે પોતાનો અનંત પ્રવાસ કાયમ રાખે. કારણ માર્ગ ભલે ભિન્ન હોય, પ્હાડનું શિખર તો એકજ છે.

૧૩૮

દરિઆવનું બીછાનું, તારકોની મચ્છરદાની, ચંદ્રનું જામ, વસ્લની રાત અને પ્રિયાના રાતા હોઠ !

૧૩૯

મારા માલીક !

ત્હારા દ્વાર પરથી પાછું કોણ ફર્યું છે? ભ્હાવરા દીલને આરામનું સ્થાન બીજે કયાં મળ્યું છે, મહોબ્બતના આતિશથી ધીકતા જીગરને મીલાપનો શરાબ બીજે કયાં રાહત અર્પે છે.

કહી દે! મ્હારા પ્રભુ

ત્હારા વગર બીજે કયાં આરામ અને રાહત મળે છે?

૧૪૦

અરે!

મ્હને કોઇ તો એની નગરીનો મારગ બતાવો.

એનાં દર્શન વગર મ્હારા પ્રાણ નીકળી જાય છે.

૧૪૧

હું તો ફકીર છું.

ધનવૈભવને હું શું કરૂં? હું તો માત્ર ત્હારી દયાનો ભિખારી છું.

૧૪૨

આ ક્ષણભંગુર સંસારમાં માલીકની બંદગીજ માત્ર અમર છે.

આ નિઃસાર દુનિઆમાં પ્રિયાના ચરણનું ચુંબન એક માત્ર સાર છે.

૧૪૩

ત્હારા વચન પર વિશ્વાસ કરી જગતના આ મહાવનમાં મેં પ્રવાસની શરૂઆત કરી.

ત્હારા રાતા હોઠના ચુંબનના અભિલાષથી મેં જીવન ધારણ કર્યું.

અને સુમેરૂના શિખર સમા જીગર પર મસ્તક રાખી આરામ કરવાની ઉમેદથી અનેક કષ્ટો હું આજે સહન કરી રહ્યો છું.

અને વસ્લની રાતની આશાથી હું મોતને વરીશ.

હું જે કંઈ કરીશ તે ત્હારે માટે, અને જે કંઈ સહીશ તેય ત્હારે માટે.




એક દિવસ, પળ એવી આવશે જ્યારે આસ્માનમાંથી સૂરજ અને ચંદ્ર બૂઝાઈ ગયા હશે.

અને સારૂયે વિશ્વ શૂન્યતાની ચાદર ઓઢી ઘોર નિદ્રામાં પડ્યું હશે.

તે ભીષણ અંધકાર મ્હારી અને ત્હારી વસ્લની રાત હો. તે ક્ષણે ત્હારા હૈયાથી હૈયું ડાબી હું મારૂં જીવન ધન્ય માનીશ.

આમીન

# આગનાં બીન્દુ

૧

નથી જાણતો.

કોણ જાણે શાથી આ વર્તમાન કાળમાંયે કાબુલ અને તીબ્બત પર હું આર્યાવર્તની વિજય ધ્વજા ફરકતી જોઉં છું.

કોણ જાણે શાથી હીમથી આચ્છાદીત થયેલી કોકેસસ અને આલ્પ્સની ગીરીમાલામાં આર્યોની વિજયસેનાને કૂચ કદમ કરતી જોઉં છું.

કોણ જાણે શાથી આ દુઃખી દિવસોમાંએ, હિમગીરીનાં શિખરોથી માંડી ઉત્તર—દક્ષિણ ધ્રુનાં બરફનાં મેદાનો પર ભારતવાસીઓના ધનુષ્ય ટંકારનું ઘોર ગર્જન હું સાંભળું છું.

અને કોણ જાણે શાથી હું જાગૃત થાઉં છું અને શરમથી મારૂં મસ્તક નીચું ઢળે છે.

અરેરે ! દિલમાં એવું થાય છે કે જાણે એવી અ
સળગાવું કે જેથી આ તેત્રીસ કોટી કુલાંગારો તેમાં ભ
થાય અથવા લોહ જંજીરો પીગળી માડી મૂક્ત થાય.

૨

મા !

તેત્રીસ કોટી સંતાનોની માતા! આજે દ્રુપતસૂત
પેઠે ત્હારાં ચીર ખેંચાય છે ના? ચૌટે ચૌટે અને હ
હાટે ત્હારી લાજ વેચાય છે ના?

તો માડી !

ત્હારી ત્રણે બાજુએ તો અતલ સાગર ગરજી
છે, ડૂબી કાં મરતી નથી ?

હવે શી આશાએ જીવો છો, મા ! હજી તમને
ઇચ્છા બાકી છે ? શું સંતાન સ્નેહ એવો હોય છે કે હજી
આ તેત્રીસ કોટી કુલાંગારો માટે સ્તનમાંથી દૂધની ધ
વ્હેવડાવો છો ? શું જીવન એટલું મીઠું છે ? ... સં
સ્નેહ એવો વજ્ર સમો છે.